# દેવતાઈ પલંગ.

લેખક તથા પ્રકાશક.


બુકસેલર મંગળદાસ જોઈતારામ શાહ

ઠે. રીચીરોડ—અમદાવાદ.





અમદાવાદ—પાનકોરના નાકે

"મનહર" પ્રીન્ટીંગ પ્રેસમાં

મોતીલાલ ગણપતરામે છાપ્યા.

આવૃત્તી ૪ થી    પ્રત [illegible]૦૦

સંવત ૧૯૮૪    સને ૧૯[illegible]૮


કીં. [illegible]-૧૨-૦

# સચિત્ર ગુજરાતી મોટર ગાઇડ.

## ૧—૨—૩—૪—૫—૬ અને ૮ સીલેન્ડરની મોટરગાડી ચલાવવાની માહીતી આપનારૂ પુસ્તક,

આમાં એન્જીન અને તેના ચાર સ્ટ્રોક. સકશન સ્ટ્રોક અને ઇનલેટ સ્ટ્રોક. કૉંપ્રેશ સ્ટ્રોક. પાવર સ્ટ્રોક. એકઝોસ્ટ સ્ટ્રોક. વાલ્વ. એન્ડ કેમ. ડબલ દાતાનું કેમ શાફ્ટ. વ્હોલ્વના ટાઇમીંગ. વીગેરે. પેટરોલ. કારબ્યુ રેટર. તથા કારબ્યુરેટર. બેટરી તૈયાર કરવાની રીત એકયુમ્યુલેટર ચાર્જીંગ ઇનડકશનકોઇલ. સ્પારકિંગ પ્લગ. કોનટેક્ટ બ્રેકર. વ્હોલ્ટમિટર, ઇનશુલેટેડ વાયર. ડિસ્ટ્રિબ્યુટર. લોસમેગનેટિક મેક એન્ડ બ્રેક સ્પારકિંગ પ્લગ. મેગનેટો. આરમ્યુચર. મેગનેટો કોનટેંકટ બ્રેકર અને ડિકસ્ટ્રીબ્યુંટર. ટાઇમીંગ ગીયરને મેંગનેટો કેવો બેસાડવો. સીંગલ સીલેન્ડર ડમડોઇલ વાયરીંગ. ડબલ અને ચાર સીલેન્ડરનું વાયરીંગ. સીલેન્ડર. વાયરીંગ ઓર્ડર. ડબલસિલેન્ડરના કૌક. ત્રણ સિલેન્ડરના એંજીનની માહેતી. ૬ સિલેન્ડરના એંજીનનાં કૌક.વાયરીંગ વોટર કુલીંગ સિસ્ટમ. ટયુબીલર રેડિએટર થરમોસાયફન વોટર કુલીંગ સિસ્ટીમ. વોટરપંપ. કલચેસ. લેદરકોનકલચ. પ્લેટસકેસીંગ ફેરવનારી મોટીપ્લેટ. ફરનારી નાનીપ્લેટ. કંપલીટ કલચપ્લેટ. ડિફરેન સિયલ ગિયલ ચેનમડગાર્ડ. સ્ટિયરીંગ ગિયર. લેદર બાઇન્ડીંગ હેંડબ્રેક ઇનટર્નલ એકસ પેડીંગબ્રેક ગોટલ લિવ્હર અને એકસલીરેટર. ગવર્નર. ટાયરમાં હવા ભરવાનો પંપ. ટાયરમાં હવા ભરવાનું કોષક. ટાયર કાઢવા. ટાયર અને ટયુપનો જથ્થો. મહત્વની સુચના વિગેરે ઉપયોગી બાબતોનો આમાં સમાવેશ છે પુસ્તકમા સમજ ખાતર ઠેકઠેકાણે તેના ભાગના ચિત્ર છાપવામાં આવેલ છે. કિ. રૂ. ૨—૦—૦ પોસ્ટેજ ૦—૪—૦ આના જુદા.

# દેવતાઇ પલંગ.

ચંપાપુર કરીને એક શહેર છે, ત્યાં કનકસીંહ નામે રાજા રાજ કરે છે અને તેને કનકાવતી નામની રાણી છે આ રાજા હમેશાં પ્રજાનાં દુઃખ કાપવામાં અને પોતે જાતે તપાસ કરી અને તેઓને સું દુઃખ છે તે સાંભળી તેમનું દુઃખ દૂર કરતો હતો વળી પોતાના રાજમાં ચોરી લુંટફાટનું તો નામજ નહિ હતું.

આવો ધર્મી રાજા હમેશાં ઇશ્વરની બંદગી કરવામાં તેમજ જીવોને સુખ આપવામાં પોતે સુખ માની દીવસ ગુજારે છે હવે મહારાણી કનકાવતી પોતાના પતીની આગ્ના માની તેમજ નીરંતર તેમની ભકતી કરી આનંદથી પોતાના પતીને રીઝવે છે.

કોઇ પણ દીવસ મહારાણી કનકાવતી પતીની આગ્ના સીવાય એક પણ કામ કરતી નથી રાત્રી દીવસ બેસી પતીની બરદાસ કરી આનંદથી દીવસો ગુજારે છે.

એમ કેટલાક વરસ પછી એક દીવસ મહારાણી કનકાવતી પોતે અગાસીમાં ઉનાળાના દીવસોમા પોતે હવા ખાવા બેઠી છે, અને દાસી પંખો નાખે છે બન્ને વાતચીત કરી રહ્યાં છે એવામાં અકસ્માત મહારાણી કનકાવતી નીંદ્રાને આધીન થઇ ગઇ.

હવે ચંપાપુર નગરની અંદર તેજ દીવસે શહેરનાં બાઇઓ પોતાનાં નાનાં નાનાં છોકરાંઓને લઇ કોઇ નદીએ સ્નાન કરાવવા અગર કોઇ પોતાનાં છોકરાંને [illegible] બાગબગીચા અગર કોઇ ઠેકાણે ત્યાં હવા લેવા જતાં હતાં આવાં સુંદર બાલકોને લઇ જવા આવવાથી

હર વખત આવવાથી અને પીડાયેલા દરદી બાળકોના રૂદનથી એકદમ મહારાણી કનકાવતી નીદ્રામાંથી જાગી અને બજારના જનાર પોતપોતાના બાલકોને લઇ જનાર માણસોના ઉપર દ્રષ્ટી પડી કે એકદમ મહારાણી વીચાર કરવા લાગી અને પોતે રૂદન કરવા માંડયું.

# મહારાણીને ભયંકર દુઃખ.

આ પ્રમાણે અચાનક રાણીને સોકાતુરે જોઇ પોતાની પાસે ઉભેલી દાસી એકદમ ગાભરી બની ગઇ અને ધીરજ રાખી પોતાની બાઇને કહેવા લાગી કે હે ધર્મશીલ મહારાણી અચાનક આપની આંખોમાંથી રૂદન તેમજ શરીર ફીકુ પડી ગયું તેનું સું કારણ તે હકીકત જો મને કહેવામાં હરકત ન હોય તો આ દાસીને જણાવશો કે જેથી તમારા થયેલા દરદને એકદમ અટકાવી આપના દુઃખોને દુર કરી હું સંતોષ પામું આ પ્રમાણે દાસી વાતચીત કરે છે પણ મહારાણી જવાબ ન આપતાં ઉલટી વધારે રોવા લાગી અને એકદમ સુન્ય બની ગઇ.

મહારાજા કનકસીંહ પોતાની કચેરી બરખાસ્ત કરી એકદમ રાણી પાસે આવી પાહોંચ્યા અને તપાસ કરતાં માલુમ પડયું કે રાણી તદન બેશુદ્ધ પડી રહી છે પોતાને કંઈ ભાન નથી આ બનાવથી માહારાજા એકદમ દીલગીર થઇ ગયા છતાં ધીરજ રાખી મહારાણી કનકાવતીને મધુર શબ્દોથી કહેવા લાગ્યા કે હે ચક્રવતી સુરસેન મહારાજાની રાજકુમારી આજે તમારા પતી તમારી સમક્ષ તમને દીલગીર અને સોકાતુર જોઇ ઘણાજ ફીકુ-

રમાં પડયા છે માટે એવું તમને શું દુઃખ ઉત્પન્ન થયું છે કે તમને બોલવાની અગર મારા સામું દ્રષ્ટી કરવાની પણ તબીયત ઠેકાણે નથી. શું આજે તમારા શરીરમાં કોઇપણ જાતનો રોગ પેદા થયો છે અગર કોઇએ તમારૂં અપમાન કર્યું છે અગર કોઇ હરામજાદો તમને નયનનો માર મારી આ દશા કરેલી છે વીગેરે જે હકીકત હોય તે જરૂર મારી અગાડી રજુ કરો જેથી તમારા થયેલા દરદને એકદમ અટકાવી તમારા આત્મામાં સંતોષ આપું, આ પ્રમાણે પોતાના પતીનાં વચન સાંભળી મહારાણી કનકાવતી મધુર વાણીથી પોતાને થએલા દુઃખનો હેવાલ કહેવો શરૂ કર્યો.

# મહારાણીને ચીંતાનું કારણ

રાણી કનકાવતી પોતાના પતી આગળ બે હાથ જોડી નમ્ર પણે અને મધુર શબ્દોથી કહેવા લાગી કે હે ભુપાલ આપના કહેવા મુજબ આજે કોઇએ મારૂં અપમાન કર્યું નથી તેમજ મને કોઇપણ જાતનો રોગ થયો નથી વળી કોઇ હરામજાદે મારા શાયળને ખંડીત કર્યું નથી પણ મેં અભાગીણીએ પુરવે આ પાપ કર્યા હશે અગર કોઈનાં ધાવતાં બાળ છુટાં પાડયાં હશે અગર કાંતો પંખીના માળા તોડી નાંખ્યા હશે કે ઉનાળામાં પાણીની પરબો ભાગી નાંખી હશે કે જેથી કરી આ ભવે કરેલાં પાપ ઉદય આવ્યા છતાં હજુ હું જીવું છું અને આપની સાથે વાતચીત કરૂં છું તે કરતાં કુદરતે મારૂં મરણ કર્યું હોત તો અત્યારે મારી આ દશા ન થાત પણ જે પોતાના ભાગ્યમાં

લખ્યું હોય તે કોણ મીથ્યા કરી શકે. એમાં કોઇનો દોષ નથી પણ હે પ્રાણનાથ મારા કરમનો દોષ છે કે આટલી આપના ત્યાં દેવતાઇ રીદ્ધી છતાં હજુ સુધી મને એક પણ પુત્રની પ્રાપ્તી થઇ નહિ એજ મારા દુઃખનું કારણ છે બીજું કાંઇ દુઃખ નથી.

આ હકીકત મહારાજાએ સાંભળી ને ધીરેથી મહારાણીને કહેવા લાગ્યા કે દેવ અગાડી આપણી મહેનત નકામી છે આપણા કરમમાં સંતાન નહિ હોય તો રોવાથી અગર દીલગીર થવાથી કંઇ વળવાનું નથી માટે હવે તો હે માહારાણી હમેશાં ધર્મ ધ્યાન કરી ગરીબ પ્રજાને સંતોષ આપી તમારા આત્માને ધન્યવાદ આપો તે સીવાય આમાં બીજો કંઈ ઉપાય નથી. આ પ્રમાણે મહારાજા કનકસીંહ પોતાની રાણીને સમજાવે છે તેમ તેમ કનકાવતી વધારે સોકાતુર થઇ જાય છે અને રૂદન કરતી જાય છે એવામાં અકસ્માત મહારાણીના પુન્યના ઉદયથી આકાસ મારગે એક દેવ અને દેવી બન્ને પોતાના વીમાનમાં બેસી ગમન કરતાં હતાં અને બન્ને વાતચીતમાં લીન થયાં હતાં એટલામાં અકસ્માત દેવીની નજર આ મહારાણી કનકાવતીની ઉપર પડી એટલે પોતાના પતિને કહી વીમાન ઉભું રખાવી પોતે રાણી કનકાવતી શા માટે ઉદાસ બેઠી છે અને રૂદન કરે છે તે હેવાલ જાણવા સારૂ દેવી પોતાના ભરથારને બે હાથ જોડી નમ્રપણે વીનંતી કરે છે એટલે દેવ પોતાની પ્રીયાનો મધુર પ્રશ્ન સાંભળી રાણી કનકાવતીનો હેવાલ રજુ કરે છે.

---

હે દેવી તેં જે વાત કહી તેના દુઃખનું કારણ બીજું કાંઇ નથી પરંતુ મહારાણી કનકાવતીને એક પણ સંતાન નહિ હોવાથી

શોકાતુર થએલી છે એ સીવાય તેને બીજું કંઈ પણ દુઃખ નથી આ હકીકત સાંભળી દેવી પોતાના પતીને કહે છે કે હે નાથ ગમે તેમ થાઓ પણ તમે એની પાસે જઇ જરૂર પુત્ર પ્રાપ્ત થાય એવું વરદાન આપો એવી મારી તમારી પાસે પાર્થના છે. આ પ્રમાણે પોતાની પ્રીયાના શબ્દો સાંભળી દેવ દેવીને કહે છે કે હે દેવી જો તારી એવીજ ઇચ્છા છે તો ચાલ અત્યારે આપણે બન્ને જણ રૂપ બદલી જોગીના વેસે તેના મહેલમાં જઇ તેની ઇચ્છા પુરી કરીએ આવા પોતાના પતીના શબ્દો સાંભળી બન્ને જણાંએ રૂપ બદલી નાખી તુરત જોગી વેશે મહારાજા કનકસીંહના મહેલ પાસે આવી છડીદારને કહ્યું કે હે છડીદાર અત્યારે મહારાજા પાસે તમો તુરત જઇ ખબર આપો કે તમોને બે જોગી મળવા માટે ઘણાજ આતુર છે આવું જોગીનું બોલવું સાંભળી છડીદારે તુરત મહારાજાને ખબર આપી કે તુરત દાસી જોગી પાસે આવી તેઓને મહારાણી કનકાવતી પાસે લઇ ગઈ.

---

જોગીને જોતાં મહારાણીને એકદમ ઉમંગ આવ્યો અને હાથ જોડી બેસવાને માટે બીછાનું આપ્યું. વળી ખાવા પીવાની તજવીજ કરવા માંડી અને નમ્રપણે પોતે મધુર શબ્દોથી કહેવા લાગી કે હે જગતના ઉપર ઉપકાર કરનાર હે બાળ યોગી આજે તમારાં દરસનથી મારા હૃદયને આનંદ થયો છે. વળી આપે આજ મારા મહેલમાં પધારી મને દરસન આપ્યાં છે તેથી કહો હું આપનું શું કાર્ય કરૂં. આ પ્રમાણે રાણીના શબ્દો સાંભળી બાળ યોગી કહેવા લાગ્યા કે હે મહારાણી અમારે કાંઇ વસ્તુની જરૂર નથી; તેમ અમે કોઇપણ પ્રકારની લાલચે અહીં આવ્યા નથી પણ

અને મુલકે મુલક ફરતા હતા તેવામાં તમારી ધર્મ ઉપર લાગણી અને તમારી ભકિત સહેજ આપને મળવા માટે આપના રાજમાં અમોએ પ્રવેશ કર્યો છે બાકી અમને કંઇપણ જાતની હરકત કે ઇચ્છા નથી આવા શબ્દો જોગીના સાંભળી રાણી ચુપ થઈ ગઈ અને શોકાતુર બેસી રહી.

આ પ્રમાણે રાણીને દીલગીર જોઇ બાળયોગી કહેવા લાગ્યા કે હે મહારાણી આપ હમેશા ચીંતાતુર રહો છો તેનું શું કારણ જો તમારા દુઃખનો હેવાલ અમને કહેવામાં અડચણ ના હોય તો કૃપા કરી જણાવશો આ પ્રમાણે યોગીનું મધુર ભાષણ સાંભળી મહારાણી કંઈ વિચાર કરી બે હાથ જોડી નમ્રતા પુર્વક કહે છે કે હે બ્રહ્મચારી બાળયોગી મને આપના પ્રતાપથી બધી વાતે સુખ છે પરંતુ લાચાર કે એક તમો મારે મહોલે પધાર્યા પરંતુ હું અભાગણી જોઇએ એવી તમારી બરદાસ કરી શકી નહિ; બીજું અત્યાર સુધી મારે એકપણ સંતાન નથી એજ દુખનું કારણ છે આ પ્રમાણે રાણીનું મધુર ભાષણ સાંભળી તુરત બાળ યોગીએ પોતાની ઝોળીમાંથી એક ચમત્કારી ગોળી આપી અને કહ્યું કે હે મહારાણી આ એક ગોળી આવતી કાલે સવારે તમો પાણીની સાથે ગળી જસો એટલે પુરા નવ માસે તમોને જરૂર એક પુત્ર થશે તેમાં લગારે સંદેહ રાખશો નહિ આટલું વચન આપી બાળ યોગીરાજ મહારાણીની રજા લઇ પોતે મહેલ બહાર આવી થોડે છેટે જઇ પોતાનું રૂપ બદલી તે દેવ અને દેવી બન્ને કુચ કરી ગયાં આ પ્રમાણે રાણીને પુત્ર પ્રાપ્તનું સુખ મળશે એવી આશાથી નીરંતર સુખ ચેનમાં અને મહા-રાજાની ભકિત કરવામાં હમેશાં તઇયાર રહેતી હતી અને જે

ભયંકર દુઃખ હતું તે સઘળું ભુલી ગઇ અને ઇશ્વરનો ઉપકાર માનવા લાગી.

## પુત્ર પ્રાપ્ત.

હવે મહારાણી કનકાવતીએ બીજે દીવસ યોગીની આપેલી ગોળી પાણી સાથે ગળી ગઇ અને જોતજોતામાં નવ માસ પુરા થયા એટલે મહારાણી કનકાવતીએ એક તેજસ્વી પુત્રને જન્મ આપ્યો કે તુરત દાસી, પુત્ર જન્મની વધાઇ મહારાજા કનકસીંહ પાસે જઇ તમામ હકીકત રોસન કરી દાસીની હકીકત સાંભળી મહારાજાએ એક નોકર બોલાવી દાસીને કીમતી ઝવેરાત આપી વીદાયગીરી આપી તેમજ પોતાના રાજમા કેદી લોકોને છુટા કર્યા અને માગણ લોકોની ઉમેદ પુરી પાડી તેમજ ઠકાણે ઠેકાણે દવાખાનાં કાઢયાં ભયંકર જંગલમાં જાનવરો તેમજ માણસોને માટે એક સરોવર બંધાવ્યું આ પ્રમાણે પુત્રનો જન્મ થવાથી દરેક સ્થળે એને પુન્યના કામ કર્યા. હવે મહારાણી કનકાવતીનો પુત્ર દીવસે દીવસે વધવા લાગ્યો અને શુભ દીવસે જોષી લોકોને બોલાવી કુંવરનું નામ દેવદત રાખવામાં આવ્યું. આ પ્રમાણે કુંવર સોળ વરસનો થયો એટલે પીતાએ કોઇ રાજ કન્યા સાથે પાણીગૃહણ કરાવ્યું અને સુખે દીવસો ગુજારવા લાગ્યાં.

## દુઃખી બ્રાહ્મણની આત્મકથા

ચંપાપુર નગરની અંદર એક હરીદાસ કરીને બ્રાહ્મણ હતો અને તેની બૈરીનું નામ મણી હતું બાઇમાં નામ તેવાજ ગુણ હતા

વળી તેને એક છોકરો અને બે છોડીઓ હતી, હરીદાસ વિદ્યાકળામાં હુંસીયાર હતો પણ શરીરે સાજોતાજો રહેતો નહિ હતો તેમજ તે ઘણો ગરીબ અને ભોળા દીલનો હતો.હમેશાં પોતાનું ગુજરાન ભીક્ષાવૃત્તી કરી નીભાવતો હતો છતાં તેને જોઇએ તે પ્રમાણે ખરચ નીભવવાને પોતે અસકત હતો એમ કેટલાક દીવસ અને વરસો લગી તે ભીક્ષાવૃત્તી કરી પોતાનું ગુજરાન ચલાવતો હતો અને પોતે આનંદ માનતો હતો પણ હવે એને બહાર ભીક્ષાવૃત્તિમાં અશકતપણાને લીધે ફરવા જવાતું નહિ હતું એથી પોતાનો નિભાવ કેમ કરવો તેનો વીચાર દરરોંજ કર્યા કરતો હતો. એક દીવસ પોતે વિચારમાં બેઠો છે એટલે તેની સ્ત્રી તેમની પાસે આવી નમ્ર વચનોથી કહેવા લાગી કે હે પ્રાણનાથ આવી રીતે આળસ રાખવાથી અને ઘેર બેસી રહેવાથી આપણું દળદર જાય એમ લાગતું નથી માટે કંઇ ઉદ્યમ કરી આપના ઘરનો નીભાવ કરવો જોઇએ પોતાની સ્ત્રીની મધુર ભાષણો સાંભળી હરીદાસ કહેવા લાગ્યો કે પ્રાણ પ્યારી તારૂં કહેવું અક્ષરે અક્ષર સાચું છે પરંતુ મારાથી હવે ચાલી શકાતું નથી તેમજ વસ્તીમાંથી જોઇએ તેટલું દ્રવ્ય મળતું નથી માટે હવે મને એકે દશા સુઝતી નથી માટે તું જેમ કહે તેમ કરૂં આ પ્રમાણે પોતાના પતીનાં વચન સાંભળી મણી કહેવા લાગી કે હે પ્રાણનાથ બીજું તો કંઇ નહીપણ આપણા શહેરના મહારાજા દરરોજ પ્રાતઃકાળમાં જે પુરૂષ રાજાને વહેલો જઇ આશીર્વાદ આપે છે તેને મહારાજા સારો સરપાવ આપી વીદાય કરે છે.

માટે મારૂં કહ્યું માની આપ આવતી કાલે પ્રભાતે સૌથી પહેલા જઇ મહારાજાને આશીરવાદ આપી દ્રવ્ય મેળવી આપના આત્માને સંતોષ આપો આ પ્રમાણે સ્ત્રી પુરૂષે ઠરાવ કરી બન્ને

જણા પોતપોતાને કામે વળગી ગયા અને સુર્ય પણ અસ્ત થઇ ગયો હવે હરિદાસ વિચાર કરે છે કે ક્યારે પ્રભાત થાય કે મહારાજા કને જઇને દ્રવ્ય લાવી મારૂં દારિદ્ર દુર કરૂં એમ વિચારમાં ને વિચારમાં તેને ઉંઘ પણ આવતી નથી કંઇ સુજ પડતી નથી પરંતુ હરીદાસ હીમ્મત રાખી વીચારમાં ને વીચારમાં રાત્રીના બે વાગે એકદમ જાગૃત થયો અને વીચાર કરવા લાગ્યો કે અરે સવાર થવા આવ્યું હવે જો હું આળસ રાખીશ તો મારી તમામ મહેનત અને ઉજાગરો નકામો જશે માટે ચાલ હવે તઇયાર થઇ જવું માણસને નબળી વખતમાં કંઇ પણ વસ્તુનો લાભ થવાનો હોય પણ એના રદયને ધીરજ રહેતી નથી તેમ મનુંષ્ય પ્રયત્ન નકામો છે માણસ કંઇ ધારે ને દઇવ કંઇ કરે તેમ આપણા હરીદાસ વિચારમાં ને વિચારમાં રાત્રીના બે વાગે મહારાજા કને જવા નીકળ્યાં અને થોડે છેટે એટલે એક કોસ ગયા કે તુરત સીપાઇએ આવી બુમ મારી કે અત્યારે કોણ જાતા હે હરીદાસ કહે કે હું કંગાલ હરીદાસ મહારાજાને આશીર્વાદ આપવા જાઉં છું આ બોલ સાંભળતાની સાથે એકદમ શીપાઇએ આવી તેનો હાથ પકડી કહ્યું કે અરે બદમાશ ભયંકર રાત્રીના બે વાગે મહારાજા તારી રાહ જોઈ બેસી રહ્યા હશે પણ, એમ નથી કહેતો કે હું ચોરી કરવા જાઉં છું ચાલ તારૂં પોગળ આજે જણાઈ આવ્યું બદમાશ કેટલાક દિવસોને વરસોથી કરેલું પાપ આજે બરાબર પ્રકાશમાં આવી ગયું સીપાઇની ધમકીથી બીચારો હરીદાસ એકદમ બાબરો બની ગયો વિચાર પલટાઇ ગયા પોતે સવાર થયું નથી એમ ખાતરી થઈ અને છેવટે સીપાઇ પાસે પોતે રોવાના દુખની વાત કહી છતાં.

હરીદાસની મહેનત નકામી ગઇ અને સીપાઇએ આખી રાત એટમાં રાખી પ્રભાતે મહારાજાના દરબારમાં લઈ જઇ રાત્રીની તમામ હકીકત સીપાઇએ જાહેર કરી કે તુરત મહારાજાએ હરીદાસને બોલાવી પુછી જોયું કે અલ્યા તું રાત્રીએ બે વાગે શા કામે નીકળ્યો હતો તે સાચે સાચી હકીકત કહી દે હરીદાસે બે હાથ જોડી પોતાના દુઃખનો તમામ અહેવાલ કહી દાધો પણ રાંકને રતન મળતું નથી તેમ હરીદાસના ભાગ્યમાં ચોકીમાં સુઇ જવા લખેલું તો દ્રવ્ય કયાંથી મળે પણ એટલું સારૂં થયું કે મહારાજાએ હરીદાસના મુખ સામું જોઈ વિચાર કર્યો કે આ માણસ ચોર છે નહી પણ વીચારશુન્ય માણસ લાગે છે માટે તેનો ગુનો માફ કરી સાજો તાજો તેને ઘેર વીદાય કરો.

અહીંઆં હરીદાસની સ્ત્રી મણી પોતાનો પતી રાજસભામાંથી દ્રવ્ય લાવશે એવી આશામાં બેઠી છે અને વિચાર કરે છે એટલામાં હરીદાસ ઘેર આવ્યા ને પોતાની સ્ત્રીને રાત્રીનો તમામ હેવાલ કહી દીધો કે તુરત મણી બાઇ વીચાર કરવા લાગી કે માણસ શું ધારે ને દઈવ શું કરે તેની કોઇને પણ ખબર પડતી નથી માટે આપણા ભાગ્યમાં નહી લખેલી ચીજ લેવાને માટે હજારો પ્રયત્ન કરો અગર રાજા મહારાજાની ખુસામત કરો પણ ભાગ્ય વીના કોડી મલતી નથી આ પ્રમાણે સ્ત્રી પુરૂષ બન્ને વાતચીત કરે છે અને કંગાલપણાને લીધે બન્નેમાં કુસંપ પેદા થયો એટલે દિવસ દસ પછી હરીદાસે ભયંકર તપસ્યા જંગલમા જઇ કરવાનો ચોકકસ ઠરાવ કર્યો કે કાંતો મારૂં મરણ થાય અગર દળદર જાય આવો વિચાર કરી જંગલમાં ગયો.

# ભાગ્યનો ઉદય.



બીજે દીવસે હરીદાસ દુઃખનો માર્યો ઘેરથી કંટાળી પોતાનાં છોકરાંને રખડતાં મુકી આ જીવીકા નહિ ચાલવાથી તેમજ રાત્રી દીવસ ચીંતા કરવાથી અને નાહક કુસંપ થવાથી બીચારો કંટાળી વિચારમાંને વિચારમાં અઘોર જંગલમાં જઈ પહોંચ્યો. અહા ! કુદરત તારી અકળ કળા છે ઘડીમાં રાજાને રંક ને રંકને રાજા બનાવે છે. તારી કળાનો પાર નહિ ઓહો હું વીચાર કરૂં છું તો ક્યાં મારી જન્મભુમી ક્યાં મારા બઇરી છોકરાં અને ક્યાં મારો આ અઘોર જંગલમાં વાસ, આવી રીતે રાત્રીએ બાર વાગ્યાના સુમારે ભયાનક જંગલમાં જ્યાં માણસનું તો નામજ નહિં અને જેનાર પશુ પક્ષીઓ જ્યાં વાસના કરે ત્યાં બીચારો આપણો દુખી હરીદાસ દુઃખનો માર્યો તેમજ મરણનો ડર નહિ રાખતાં સામે એક ખંડેર દેવાલય હતું ત્યાં આવી નીરાતે બેઠો અને તેની નજીક એક સુંદર સરોવર હતું ત્યાંથી પાણી લાવી પોતાની તરસને શાંત કરી અને તુરત આસન લગાવી નીડરપણે તેજ ક્ષણે તપ કરવા બેસી ગયો પછી પોતાની પાસે કોણ ઉભો છે અગર આ જંગલમાં કોણ વસે છે તેની પણ તેને ખબર પડતી. નથી કરણ કે તેને તો એવો વીચાર મજબુત કર્યો હતો કે કાંતો મરૂં છું અને કાં તો માલ લઇ ઘેર જાઉં છું માટે હવે ચીંતા કરવાથી કંઇ વળે તેમ નથી. આ પ્રમાણે દ્રઢ નિશ્ચય કરીને પોતે જબરદસ્ત ધ્યાન

ધરવા માંડયું કે જેથી કસી તેને છ સાત દીવસ જોત જોતામાં નીકળી ગયા. ભયંકર ધ્યાનથી અને તજેલાં અન્ન પાણીથી હરીદાસનું મોં ફીકું પડી ગયું નેત્રા મીંચાઇ ગયાં શરીરમાંથી તાકાત ઓછી થઈ ગઈ અને વળી અધુરામાં પુરૂં આજે મરે કે કાલે મરે એવી દશા થઇ ગઈ પણ જેને રામ રાખે તેને કોણ ચાખે એટલામાં એક જોગી હરીદાસ પાસે આવી કહેવા લાગ્યો કે હે મુસાફર તું કોણ છે, કયાંથી આવે છે અને આ ભયંકર જંગલમાં મરણ પમાડે એવું કષ્ટ શા માટે કરે છે, મનુષ્યનો અવાજ સાંભળી હરીદાસે ઊંચી આંખ કરી જોયું એટલે પોતાની પાસે યોગીરાજ ઉભેલા દીઠા અને તેમના મોં સામુ જોઇ બે હાથ જોડી નમ્રતાપુર્વક યોગીને કહેવા લાગ્યો કે હે મહારાજ હું એક દુખી બ્રાહ્મણ છું અને વખતનો માર્યો ઘેરથી કંટાળી મારાં બઇરી છોકરાંને રખડતાં મુકી દસ દીવસથી મારા નીરવાહ માટે આ જંગલમાં મરણ નીપજાવે તેવુ ઉગ્ર તપ મેં કરવા માંડયું છે. પણ હે મહારાજ ભાગ્ય વીના કોઇ પણ સ્થળેથી મળતું નથી હું દુખીમાં દુખી તેમજ તદન નીરાધાર છું માટે આ જંગલમાં જીવતાં રીબાઉં છું તે કરતાં તપ કરી પોતાના આત્માનું કલ્યાણ કરવું એજ સારૂ છે. બીજું કાંઇ નથી આ પ્રમાણે હરીદાસની નમ્ર વાણી સાંભળી યોગીરાજ બોલ્યા કે હે દુખી મુસાફર તારાં અમૃત જેવા વચનો સાંભળી તેમજ તને દુખી થયેલા જોઈ અત્યારે હું તને મારી પાસે ઘણા વરસોથી રાખી મુકેલા એક દેવતાઈ પલંગ છે તે તને અરપણ કરીશ તેથી તારી દરિદ્રતાનો નાશ થશે અને તને હવે પછી કોઈ પણ જાતની તકલીફ પડશે નહિં જા મારૂ વચન છે પણ યાદ રાખજે કે આ

પલંગ ચંપાપુર નગરની અંદર અને ભર બજારમાં ઉભો રાખી તેની કીમત સવાલાખ રૂપીઆમાંથી એક પાઇ પણ ઓછી લઇશ નહિ તેમજ એક દીવસ બે દીવસ અગર છ દીવસ લગી તેનું ગ્રાહક ના થાય તો પણ તું અકળાઇશ નહીં હીંમત છો-ડીશ નહિ અને ધીરજ રાખજે કદાપી બજારના ધરાગો તારી હાંસી કરે તો તું એક શબ્દ પણ બોલીશ નહિ તેમજ આ પ-લંગમાં શાશા ગુણ છે તે કોઇ તને પુછે તો આજથી સાતમે દીવસે તેનો ખરીદ કરનાર આવશે તેની પાસે બે હાથ જોડી નમ્રતાપુર્વક મારા કહેવા પ્રમાણે પલંગના તમામ ગુણ તેના આગળ કહી બતાવજે અને તેને પુરણ ખાત્રી આપજે હવે સાંભળ આ દેવતાઇ પલંગના ચમત્કારી ગુણ પહેલો ગુણ એ છે કે આ પલંગ ભુત–ભવિષ્ય અને વર્તમાન જાણનારો છે બીજો ગુણ એ છે કે પાણી અગ્નીમાં બળતો નથી તેમજ ભાગી જતો નથી ત્રીજો ગુણ એ છે કે પોતાની મરજી મુજબ મુસાફરી કરી જગતની તમામ લીલા જોઇ શકાય છે. ચોથો ગુણ એ છે કે એક વખત ઇન્દ્રના દરબારમાં દરરોજ એકસો ને આઠ પરીનો જાદુઇ નાચ જોવો હોય તો જોઇ શકાય છે વગેરે બીજા નાના ગુણો ઘણા છે પણ અત્યારે કહેવાનો ટાઇમ નથી બસ હવે તું ચાલ્યો જા અને તારૂ કામ કરી તારી જીંદગી સુખેથી ગુજાર આટલું બોલી પલંગનો તમામ હેવાલ કહી બતાવી યોગીરાજ અદ્રશ્ય થઈ ગયા આણી તરફ હરીદાસ ખુશી થતો પ્રભાતે તે જંગલમાંથી પલંગ લઇ કુચ કરતો થાક્યો પાક્યો સાંજના પોતાના ઘેર આવી પહોંચ્યો પોતાનો પતી ઘણા દીવસે ઘેર આવેલો જાણી પોતાની સ્રી ઘણીજ ખુશી થઇ અને

પતી માટે નાવા પાણી તેમજ તુરત રસોઇ કરવા મંડી ગઇ એટલામાં રસોઇ તઇયાર થઇ એટલે પતીને જમાડવા માટે બોલાલવા આવી ; કે તુરત હરીદાસ જમવા બેસી ગયા બાદ જમી રહ્યા પછી પોતે એક ખાટલા ઉપર બેસી પોતાનાં છોકરાં જોડે પોતે સુખ દુખની વાતો કરે છે એટલામાં પોતાની સ્રી ઘરનું તમામ કામ અટપીલઇ પોતાના પતી પાસે આવી નમ્ર વાણીથી કહેવા લાગી કે હે નાથ આટલા દિવસ આપ કયાં હતાં અને પલંગ શું કરવા લાવ્યા છો વગેરે આપની તમામ હકીકત જણાવી આ દાસીની ઉમેદ પુંરી પાડશો આવું પોતાની પ્રિયાનું બોલવું સાંભળી હરીદાસ કહે છે કે હે સૌભાગ્ય અને સદગુણી બાઇ હું ઘેરથી રીસાઇ એક ભયંકર જંગલમાં જઇ દસ દીવસ તપસ્યા કરી અને દસમા દીવસે એક યોગી મારી પાસે આવી મારી ઉપર દયા લાવી એક દેવતાઇ પલંગ એક લાખ રૂપીયાનો મને બક્ષીસ મળ્યો છે અને તે પલંગ આવતી કાલે તું બજારમાં જઇ આ પલંગ ઉભો રાખજે અને જે ઘરાગ તેની કીમત પુછે તેને એક લાખ રૂપીયા કહેજે પણ એક પાઇ પણ ઓછી લઇશ નહી તેમજ કોઇ ગરાઘ ના લેતો પાછો લાવજે પણ તેમના ઉપર ક્રોધ કરીશ નહી. આ પ્રમાણે પોતાની સ્રીને પલંગની હકીકત થી જાણીતી કરી અને બીજે દિવસે બાઇ મણી પલંગ લઇ બજારમાં વેચવા ચાલી હવે મણી રસ્તામાં વીચાર કરે છે કે આજે મારાં ધન્યભાગ્ય કે મારા હાથમાં સવા લાખ રૂપીયા આવશે અને જીંદગીનુ દળદર જતું રહેશે વળી મારા રદયમાં રહેલી ઘણા વખતથી જે ગરીબપણામાં ઉમેદવારીઓ અને હજારો જાતની આસાઓ હતી તે આજે સાંજે તમામ આસાઓ ફળીભુત થશે એમાં લગારે

શક નથી તો હજુ હું એમ ધારૂ છુ કે મારૂ અને પતીનું પુન્ય તપતું જણાય છે તે માટે હું ઇશ્વરનો મહાન ઉપકાર માનું છું અને જેમ આંધળા માણસને આંખો આવવાથી અને દેખવાથી ખુસી થાય છે તેમ આજે મારી ગરીબી દાનતને લાત મારી તેના ચુરેચુરા કરીને દેવતાઇ રીદ્ધી મેળવવી મારા મનમાં રહેલી તમામ આશાઓ પુર્ણ કરીશ. આ પ્રમાણે વીચાર કરતી બાઇ મણી ચંપાનગરના રળીઆમણા બજારમાં જયાં હજારો માણસની આવક જાવક થતી હતી તે સ્થળે આવી એક બાજુ પલંગ ઉભો કરી પોતે છેટે બેસી રહી એટલે અડધો કલાક વીતી ગયો એટલે બે ચાર માણસો ઘેર જતા હતા તેવામાં એક માણુસની દ્રષ્ટી પેલા પલંગ ઉપર પડી કે તુરત પેલા ત્રણ માણસને બોલાવી ચારે જણા પલંગ પાસે આવી જોવા લાગ્યાં અને વીચાર કરવા લાગ્યા કે પલંગ તો ઘણોજ રૂપાળો છે તેમજ નાજુક અને ખુબસુરત છે તો ચાલો આ પલંગનો માલીક કોણ છે અને તેની શી કીમત છે તે પુછી જોઇએ અને પલંગ ખરીદ કરી ઘેર લઇ જઇએ કોઇ વખતે સુવા બેસવાના કામમાં આવસે આવો વીચાર કરી છેટેથી બુમ મારી કે આ પલંગનો માલીક કોણ છે અને તેની શું કીંમત છે એવા શબ્દો સાંભળી પલંગની માલધણીઆણી બાઇ મણી તુરત ઉભી થઇ અને પલંગ પાસે આવી ઉભા રહેલા ગરીબોને કહેવા લાગી કે હે મુસાફર લોકો આ પલંગ મારો છે અને તેની કીમત સવાલાખ રૂપીયા છે એક પાઇ પણ ઓછી નથી માટે આપની ઇચ્છા હોય તો સવાલાખ રૂપીઆ આપી પલંગ ખરીદ કરી લઇ જાવ આ પ્રમાણે બાઇ મણીના મુખથી પલંગની કીમત સાંભળી ચારે જણા હસવા

લાગ્યા અને મણીને કહેવા લાગ્યા કે હે બાઇ આ તું બોલું છું કે બકું છું અગર તારા જીવને ઠેકાણું છે કે નહી અગર તારા શરીરમાં કોઈ પણ જાતનો રોગ છે કે કેમ ? જેથી કરી આ લાકડાના ટુકડાના સવા લાખ રૂપીઆ કીમત બતાવે છે તો તને બોલતા શરમ આવતી નથી અરે ? સવા લાખ રૂપીયા તો બાજુ ઉપર રહ્યા પણ તેની સવા લાખ પાઇ પણ આવવી દોહલી છે માટે છાની માની આ પલંગને ઘેર પાછી લઇ જા અને તે પલંગ તારા ઘરમા વાપરવા માટે રહેવાદે આવાં વચનો બાઇ મણીને કહી ચારે જણા હસતા હસતા અને લવરી કરતા રસ્તો કાપવા લાગ્યા એટલે આ મુસાફરો જે બોલે છે અને જે બકે છે તે એક અને બે ઠેકાણે વાત પ્રસરી ગઇ કે તુરત તે ૪ ને બદલે પચાસ સો માણસના કાને વાત એક કલાકમાં જતી રહી જેમ તમાસા ને તેડું હોતુ નથી અને ઢંઢેરો પીટાવવો પડતો નથી અને અકસ્માત હજારો માણસની મેદની ભરાઇ જાય છે તેમ બાઈ મણીના પલંગની વાત જોતજોતામા પ્રસરી ગઇ અને હજારો માણસ એકદમ આવી પલંગ તપાસવા લાગ્યા પણ કોઇની ખરીદ કરવાની હીંમત ચાલી નહિ આ પ્રમાણે માણસો અંદર અંદર વાતો કરે છે. ગપાટા મારે છે એટલામાં સુંર્ય આથમી ગયો રાત્રી પડી ગઇ માણસો પોતપોતાના મુકામે જવા લાગ્યા ભીડ ઓછી થઇ એટલે બાઈ મણી પલંગ લઇ દીલગીર થઇ અને પહેલાં જે મોટી આસાઓ રાખી હતી તેને એકદમ દબાવી નાખી રસ્તામા રોતી રોતી ઘેર જવા લાગી અને પોતાના મનને કહેવા લાગી કે હે મન મારા પતીનો મેં એવો કયો અપરાધ કર્યો છે કે મારી હાંસી કરાવવા આ

લાકડાનો પલંગ જેની કીમત સવાલાખ રૂપીઆ આંકી હતી છતાં જેના સવાલાખ પઇસા પણ ઉપજનાર નથી એવા મારા કાચા કાનના ભોળા પતીએ મને જરૂર વીશ્વાસ આપી છેતરી છે અને આજે મારી જીંદગીની ખોડ ભુલાવી નાખી છે ખેર જે થવાનું હતુ તે થયું એમાં કોઇનો દોષ નથી મેં પુરવ ભવ પાપ કર્યાં હસે અગર લોકોને વીના વાંકે હેરાન કર્યાં હસે તેનું ફળ આજે મને બરોબર મલ્યું છે આ પ્રમાણે વીચાંર કરતી પલંગ લઈ બાઇ મણી તુરત પોતાને ઘેર આવી પહોંચી અને પોતાના પતીને બજારનો તમામ હેવાલ કહી દીધો એટલે સમજુ હરીદાસ પોતાની પ્રીયાને અધીરી જોઈ તેમજ દીલગોર થયેલી અને રોતી બાઇને ધીરેથી પોતાની પ્રીયાને કહેવા લાગ્યો કે હે સોભાગ્ય અને શાણી પ્રીયા તું તારા દીલમાં જરા પણ ખેદ કરીશ નહી તેમ મેં તને તારી મસ્કરી કરાવવા સારૂ અગર તારા મનમાં જે અભીમાન હતો તેનું ખંડન કરવા માટે પલંગના બાને તને બજારમાં મોકલી નોતી પણ હે સાણી સ્ત્રી આ પલંગ આજે તું પાછો લાવી અગર બજારમાં તારી હાંસી થઇ એમાં આપણને બીલકુલ નુકસાન નથી પણ ભવિષ્યમાં એટલે આજથી સાતમે દીવસે આ દેવતાઇ પલંગ તારા ઘરમાં તો શું પણ જીંદગીમાં એક વખત તે પલંગના તને દરસન થવાં દોહલાં છે એ તું ચોકસ યાદ રાખજે એમાં લગારે સંદેહ નથી માટે હે ધર્મસીલ બાઇ જે થયું તે આજ સારૂં થયું છે અને વગર મહેનતે આપના નગરમાં પલંગની વાત ફેલાઇ ગઇ છે એજ આજ કુદરતનો મોટો ઉપકાર માનવો છે માટે હજુ બીજા પાંચ દીવસ લગી તારે પલંગ લઇ બજારમાં જવું અને સવા લાખ રૂપીઆ કીમત કહેવી એટલે આપણા નગરમાં તમામ માણસો

તેમજ મોટા મોટા અમલદારો અગર આપણા શહેરના મહારાજા વળી તેમનો રાજકુમાર વગેરે કોઇ પણ માણસથી પલંગની વાત છાની રહી ના જાય માટે તું પાંચ દીવસ પલંગ લોકોને દેખાડવા માટે લઇ જા અને સાંજરે પાછી આવજે એમાં ચીંતા કરવાનું કંઇ પણ કારણ નથી વળી તું યાદ રાખજે કે આજથી છઠ્ઠે દીવસે તારી સમક્ષ આ પલંગના સવાલાખ રૂપીઆ આવે છે કે નહિ તે હું તને જરૂર બતાવીશ માટે હે પ્રિયા હવે ઉતાવળ કરવાની તેમજ અમુઝણ લાવવાની કંઇ પણ જરૂર નથી આપણને દુઃખી હાલતમાં વરસોના વરસ અને જોત જોતામાં દીવસો ચાલ્યા ગયા તો હવે નજીકમાં આવતા શુભ દીવસોમાં હવે શા માટે તું તપી જઈ નાહક કુસંપ પેદા કરાવે છે ચાર દીવસ જોત જોતામાં ચાલ્યા જશે અને બોલેલા બોલ વરસોના વરસ લગી યાદ રહેશે એવું સમજી હે પ્રીયા લોકોના બોલ સહન કર અને સબુર રાખ આપણને લોકોના બોલ સામું જોવાનું નથી પણ આપડે તો કામથી કામ છે માટે લોકોની મશ્કરી ને મનમાં નહિ લાવતાં હે પ્રિયા માહરા કહેવા મુજબ પલંગ લઇ બજારમાં જા અને સાંજરે પાછી આવજે આ કામ ફકત તારે ચાર દીવસ લગી કરવાનું છે આ પ્રમાણે પોતાના પતીનાં મધુર ભાષણો સાંભળી મણી પલંગ લઇ બજાર તરફ રવાના થઇ અને પલંગ બજારમાં ઉભો કરી દીધો આ પ્રમાણે પલંગ જોવા માટે દરરોજ હજારો માણસ આવે છે અને જાય છે પણ કોઇ પલંગની કીમત કે ખરીદવાની ઇચ્છા જણાવતું નથી પણ આ વાત પાંચ દીવસમા તમામ નગરમાં ફેલાઇ ગઇ એવી કે રાજા રાજકુમાર અમલદાર તેમજ શહેરના નાનાં છોકરાંથી તે મોટા માણસ સુધી પલંગની વાત પ્રગટી ગઇ

અને કોઇથી તે વાત હવે અજાણી નથી એટલે કોઇને પુછવું પડતું નહિ હવે પાંચમે દીવસે દરરોજ આપણી વાર્તાના નાયક રાજકુમાર દેવદત પોતાના મેલમાં બેસી પંખો નાખે છે એટલામાં બજાર બંધ થઇ જવાથી પોતાનો છડીદાર પલંગની તારીફ કરતો અને હસતો હસતો રાજકુમાર પાસે આવી પહોંચ્યો પણ હજુ સુધી એનું હસવાપણું મટતું નથી કુમાર પંખો નાખે છે એટલામાં તેમની દ્રષ્ટી આવેલા અને હસતા છડીદાર ઉપર પડી કે એકદમ રાજકુમારે સવાલ કર્યો કે હે માહરા રાજમાં રહેનાર અને મહારાજાની દરરોજ નેકી પોકારી તારૂં ગુજરાન ચલાવનાર આજે એવી ચમત્કારી શી ચીજ જોઇ કે તું મારા સમક્ષ ઉભો છું છતાં નીડરપણે હજુ સુધી તારૂ હસવું બંધ થતું નથી તેનું શું કારણ માટે જે હકીકત તેં નજરે જોઇ હોય તેનો તમામ હેવાલ મારી આગળ રજુ કર કે જેથી તેનો યોગ્ય બંદોબસ્ત કરવામાં આવે.

# પલંગની કીંમતનો નિશ્ચય.

આ પ્રમાણે રાજકુમારનાં વચન સાંભળી છડીદાર બે હાથ જોડી નમ્રતા પુર્વક કહે છે કે હે ગરીબ પરવાર :મારા અપરાધને ક્ષમા કરજો એમાં મારો લગારે દોષ નથી પણ આજકાલ પાંચ દીવસથી આપના ચંપાનગરના રળીઆમણા બજારમાં એક બાઇ લાકડાનો પલંગ લઇ વેચવા માટે આવે છે અને જે ઘરાગ તેની કીમત પુછે તેને સવા લાખ રૂપીઆ કહે છે એક પાઇ પણ ઓછી કરતી નથી તેમજ તે પલંગને જોવા માટે આજ ચાર ચાર દીવસોથી લાખો માણસ

ભેગુ થાય છે પણ કોઇ પલંગ ખરીદ કરતું નથી અને વેચનારની હાંસી કરી લોકો પાછા ઘેર જાય છે આ હકીકતથી મારા દીલને દરરોજ હસવું આવે છે આ સાચે સાચી હકીકત છે.

આ પ્રમાણે છડીદારના મુખથી પલંગની કીંમત સાંભળી રાજકુમાર છક થઇ ગયો અને કહેવા લાગ્યો કે હે છડીદાર એમાં હસવા જેવી વાત નથી એ પલંગમાં સવાલાખ રૂપીઆ જેટલા ગુણ હોવા જોઇએ તે સીવાય વેચનાર એ ધડક પલંગની કીમત સવાલાખ રૂપીઆ બતાવે નહિ માટે હે છડીદાર આવતી કાલ તું મારી પાસે આવજે અને તે પલંગ જોઇ આપડે ખરીદ કરી લઇશું બસ હાલ જા આ પ્રમાણે રાજકુમાર અને છડીદાર ને વાતચીત થઇ ચોકસ પલંગ લેવાનો ઠરાવ નક્કી કર્યો એમાં લગારે સંદેહ નહી.

હવે છઠ્ઠા દીવસે આપણો દુખી હરીદાસ પોતાની પ્રીયાને કહેવા લાગ્યો કે હે પ્રીયા આજે બજારમાં હું તારી સાથે આવું છું આજ આ પલંગનો છેલ્લો દીવસ અને છેલ્લી કસોટી છે હવે આ પલંગનાં દરસન કરવાં પણ દોહલાં છે માટે હે પ્રીયા આ દેવતાઇ પલંગને તારે છેલ્લી સલામ કરી પલંગના લોધે કદાપી મેં તને હેરાન કરી એવું આજ દીનસુધી તારા સમજવામાં આવ્યું હોય તો મારા અપરાધની ક્ષમા માગું છું બસ ચાલ તૈયાર થા. અને પલંગ લઇ બજારમાં આવ આ પ્રમાણે મણી પલંગ લઇ આજે છેલ્લો દીવસ છે એમ ધારી પોતાના પતીને એક અક્ષર પણ કહયો નહિ, પણ મુંગે મોઢે પલંગ લઇ સ્ત્રી પુરૂષ બજારમાં આવી ગયાં એટલે શહેરના તમામ લોકો આવી પહોંચ્યા અને દરેક ઠેકાણે ઠેકાણે ઉભા રહયા એટલામાં

છડીદાર નેકી પુકારતો ને અવાજ પુકારતો રાજકુમાર દેવદતને લઈ આવી પહોંચ્યો રાજકુમાર દેવદત આજે બજારમાં પધાર્યા છે એવું ધારી નગરના તમામ લોકો આધા ખસી ગયા અને કુમારના માટે એક ખુરશી લાવી તેમને બેસવાની જગા આપી રાજકુમાર દેવદત ખુરશી ઉપર બેઠા એટલે એકે અવાજે નગરના તમામ માણસો પલંગ જોવા આવેલા તેમને જણાવી દીધું કે હે મહારાજા કનકસીંહની વહાલી પ્રજાએ અત્યારે તમે બે કલાક એક પણ શબ્દ બોલશો નહિ અહીંઆં શું બનાવ બને છે તે એક ચીતે શ્રવણ કરો કુમારના આ શબ્દો સાભળી તમામ લોકો ચુપ થઈ ગયા અને શાંત પણે ઉભા રહ્યા એટલે રાજકુમાર દેવદતે આપણા હરીદાસને બોલાવી પુછી જોયું કે હે મુસાફર આ લાકડાના કકડા લાવી તું બજારમાં અસંખ્ય માણસોને ભેગાકરી નાહક તું શા માટે હેરાન થાય છે અને આ લાકડાના કકડાના કેટલા પઇસા લેવાની તારી મરજી છે છતાં જેટલા પઈસા તું લે તેટલા પઇસાનો આમાં એકપણ ગુણ હોય તેવું પણ અમને જણાતુ નથી માટે આમાં ખરી હકીકત શુ છે તે અમને જલદી જણાવ આવું રાજકુમારનું બોલવું સાંભળી હરીદાસ એ હાથ જોડી નમૃતા પુર્તક કહેવા લાગ્યો કે હે નુપથી સાંભળો હું આપની પાશે મારા દીલનો તમામ હેવાલ રજુ કરૂં છું પછી આપને યોગ્ય લાગે તેમ કરજો આટલુ બોલી હરીદાસ પલંગના વખાણુ કરવાં લાગ્યો હે ચંપાનગરના મહારાજા કનકસીંહના પાટવી કુમાર દેવદત આજે આ દેવતાઇ પલંગનું ચમત્કારી બ્યાન આપ શ્રવણુ કરો.

હરીદાસ પલંપનો હેવાલ કહે છે આપે કહ્યું કે આ

લાકડાના કકડા લાવી બજારમાં હજારો માણસની મેદની ભેગી કરે છે તેમજ આ લાકડાના કકડાના કેટલા પઈસા લેવા છે અને તેમાં શો ગુણ છે તે હકીકત એક ચીતથી સાંભળો.

આજકાલ હું આ દેવતાઇ પલંગ બજારમાં પાંચછ દીવસથી લાવું છું અને લઇ જાઉં છું છતાં આ ચંપાનગરના લોકો પલંગની કીમત સવાલાખ રૂપીઆ સાંભળી ચુપ થઇ જાય છે અને તેઓને પછી પલંપ ખરીદ કરવાની હીમત ચાલતી નથી પણ બીચારા ખાલી તમાસો જોવા બજારમાં આવે છે કારણકે વસ્તુ ખરીદ કરવી એ પૈસાના કામ છે પણ ખાલી સો ઢંઢેરી ખાલી વાતો કરી વસ્તુ પ્રાપ્ત થતી નથી તેમજ આ લાકડાના કકડા પણ નથી પણ એક પારસમણી છે જેણે પાછલા ભવમાં પુરણ પુન્ય કર્યા હોય અગર આ ભવમાં જેનું હમેશાં ધર્મ કરવામાં દીલ હોય જે નીરંતર બ્રહ્મચર્ય વ્રત પાળતો હોય તેનેજ આ મારી પાસે લાવેલો બજારમાં ઉભો કરેલો સવાલાખ રૂપીઆની કીમત વાળો આ દેવતાઈ પલંગ ખરીદ કરવાની ઇચ્છા થશે.

હે કુમાર—આ દેવતાઈ પલંગમાં કેટલા ગુણ છે તેનું એક ચીતે હે રાજકુમાર આપ શ્રવણ કરો એક તો આ દેવતાઇ પલંગ ભુત-ભવિષ્ય અને વર્તમાન જાણે છે બીજું ઇંદ્રના દરબારમાં એકસો આઠ પરીનો નાચ જોઈ શકાય છે ત્રીજું આ જગતની અંદર તમામ દેશ દેશની લીલા જોઈ શકાય છે આ પ્રમાણે આ પલંગના મોટામાં મોટા ગુણ આપને કહી બતાવ્યા પણ નાના ગુણ કેટલા છે તે કહેતાં પાર આવે નહિ એવો આ દેવ-તાઇ પલંગ આ બજારમાં આપની સમક્ષ રજુ કર્યો છે આ

હકીકત હરીદાસના મુખથી સાંભળી રાજકુમાર દેવદત્ત વીચાર કરવા લગ્યો કે ગમે તેમ થાય પણ સવાલાખ રૂપીયા આપી પલંગ લઇ જવો એમાં વીચાર કરવા જેવું હવે નથી ત્યાં રાજ-કુમાર દેવદતે વીચાર કર્યો કે પોંતાની પાસે ઉભેલા છડીદારને બોલાવી કહ્યું કે આ દેવતાઇ પલંગ હરીદાસ પાસેથી લઈ સવા-લાખ દુપીઆ આપડી તીજોરીમાંથી તેમને આપી પલંગ આપણા રાજ મહેલમાં ઉભો કરી મુકો આવો હુકમ થતાં છડીદાર હરીદાસને પલંગ સાથે લઇ પોતાના રાજમહેલમાં લઇ જઇ તુરત, સવાલાખ રૂપીઆ ગણી આપ્યા અને હરીદાસને વીદાય કર્યો આણી તરફ બજારના તમામ લોકો છક થઇ ગયા કે ધન્ય છે હરીદાસને કે જેણે મોં માગ્યા અને પોતાના કહેવા મુજબ સવાલાખ રૂપીઆ પલંગના ઉપજાવ્યા આ પ્રમાણે વાતો કરતાં પોતપોતાને ઠેકાણે પહોંચી ગયા હવે જે વખતે હરીદાસના હાથમાં સવાલાખ રૂપીઆની થેલી આવી કે તુરત પોતાની પ્રિયા મણી જે રાત્રી દીવસ શોકાતુર રહેતી હતી અને પલંગની મશ્કરી કરતી હતી તે આજે પોતાના પતી પાસે નમ્રતા પુર્વક પોતાના અપરાધની માફી માગવા લાગી પણ હરીદાસને કંઇ તે વાતનો હરખ શોક ન હતો. આ પ્રમાણે પલંગના રૂપીઆ આવવાથી પોતાનું જીવન સુખે ગુજારવા લાગ્યો વાંચનાર હવે યાદ રાખો કે સવાલાખ રૂપીઆનો પલંગ કેવા ચમત્કાર બતાવી કુમારના દીલને ખુશ કરે છે.

---

## પલંગનો ચમત્કાર

બીજે દીવસે રાજકુમાર દેવદત્ત પોતાના કામમાથી પરવારી પોતે ખરીદ કરેલા દેવતાઇ પલંગ પાસે આવી ઉભો રહ્યો અને

જેવો પલંગ ઉપર બેસવા જાય છે કે એકદમ ગેબી અવાજ થયો કે રાજકુમાર દેવદત્ત સબુર કર. ઉતાવળ કર નહિ. સાહસ કર નહિ પણ મારી હકીકત સાંભળી તે ઉપર લક્ષ આપ બોલ આ દેવતાઇ પલંગ આજે તને પ્રાપ્ત થયો છે તો જો તારી ઇચ્છા હોય તો ચાલ હું તને આ સૃષ્ટિની લીલા બતાવું અગર આ કામમાં ઇંદ્રના દરબારમાં એક સો આઠ પરીનો નાચ બતાવું અગર કહે તો અહીંથી એક હજાર યોજન છેટે મણીપુર નગરમાં મહારાજા વીજયસીંહની રાજકુમારી ચંપકલતાનો સ્વયંવર છે તે દેખાડું બોલ તારી ઇચ્છામાં આવે તો કહે હું તારા ઉપર તુંસમાન છું અંતરીક્ષ દેવનાં વચન સાંભળી રાજકુમાર એકદમ અજબ થઇ ગયો અને હાથ જોડી કહેવા લાગ્યો કે હે દેવ મારે તે ચંપકળાનો સ્વયંવર જોવાની ઘણીજ હોંસ છે તે કૃપા કરી બતાવો કુમારના વેચન સાંભળી અને કુમારને પલંગ ઉપર બેસાડી પલંગને દેવે અંતરીક્ષ કોઇ દેખે નહી એવી રીતે સપાટાબંધ પુર જોસમાં પલંગને આકાશમાં જઇ ચલાવવા માંડયો એટલે લગભગ પલંગ બસો યોજન નીકળી ગયો એટલે દેવે પોતાની માયાથી પલંગ ધીરે ધીરે નીચે ઉતારવા માંડયો કારણ કે આંહી આગળ સુર્યપુર નગર છે અને તે નગર જોવા લાયક છે :અને આ શહેરની અંદર કેવું કૌતુક છે તે કુમારને દેખાડવા માટે આ નગરમાં પલંગ સાથે દેવ અને રાજકુમાર ત્રણે જણાએ મુકામ કર્યો એટલે રાજકુમાર બે હાથ જોડી દેવને કહેવા લાગ્યો કે આંહી પલંગ રોકવાનું કારણ અને આ નગરનું શું નામ છે તે કૃપા કરી જણાવસો દેવ રાજકુમારને નગરનો તમામ હેવાલ કહી બતાવે છે. કે હે રાજકુમાર આ સુર્યપુર નગર છે આંહી આ શહેરનો મહા

રાજા વીજયસીંહ કરીને છે તેને બે રાણીઓ છે એકનું નામ મદનમંજરી અને બીજીનું નામ રત્નમંજરી છે તેમાં રાજાને રત્નમંજરી ઘણીજ વહાલી છે અને મદનમંજરી અણમાનીતી છે વળી રત્નમંજરીને એક કુમાર છે તેનું નામ ચંદ્રસીંહ પાડેલું છે કુમાર ઘણોજ ચાલાક તેમજ હુંસીઆર છે વળી રાજ-કાજમાં પોતાના પીતાને મદદ કરે છે અને મદનમંજરીને એક પણ છોકરો નથી એટલે દરરોજ રાજકુમારને જોઇ તેનું હૃદય બળ્યા કરે છે અને વીચાર કરે છે મારે હજુ સુંધી એક પણ સંતાન નથી અને માનીતી રાણીનો કુમાર રાજના વારસ થશે માંટે તેને મારી નાખવાનો ઉપાય કરૂં આ પ્રમાણે મદનમંજરી રાજકુમારને મારી નાંખવા માટે દરરોજ માતાને મંદીરે રીતે તેમની સલાહ લઈ તમારા આત્માને સંતોષ આપો. આ પ્રમાણે ઠરાવ કર્યા પછી બન્ને જણાં રાતના બાર વાગે યોગી કને આવી બે હાથ જોડી અને જે નજરાણું લઇ ગયાં હતાં તે તેમની આગળ રજુ કરી પોતાના દુખનો હેવાલ કહેવો સરૂ કર્યો

વદ્ધ યોગીએ મહારાણીની હકીકત જાણી લીધી પણ પોતાને સારૂ અને મન માનતુ નજરાણું મળ્યું હતું એટલે મહ-રાણી ઉપર ખુશ થઇ પોતે મંત્ર જંત્ર જાણે છે એવો સવાલ યોગીએ મહારાણીને કહ્યો અને કહ્યું કે રાજકુમાર મરણ પામશે નહિ પરંતુ હું એક દોરો મંત્રી તમને આપું છું તો તે દોરો તેના ગળે બાંધવાથી તુરત કુકડો થઇ જશે આવું યોગીનું બોલવું સાંભળી મહારાણીએ યોગી પાસેથી મંતરેલો દોરો લઇ તુંરત પોતાના મહેલ તરફ રવાના થઇ ગઇ અને યોગી પણ ત્યાંથી બીજે ગામ ઉપડી ગયા હવે એક વખત એવું બન્યું કે રાજ-

કુમાર એક દીવસ પોતાના શહેરમાં રાત્રે નગર ચર્ચા જોવા નીકળ્યો હતો અને ચર્ચા જોતાં જોતાં તેને રાત્રીના બે વાગી ગયા એટલે તુરત પોતાના મહેલ તરફ જવા તૈયાર થયો પણ કુદરત ભુલાવે ત્યાં કોઇનું ચાલતું નથી તેમ આપણા રાજકુમાર ને પણ પોતાનો મહેલ ભુલી જઈ અચાંનક આ અણુમાનીતીના રાજમહેલમાં આવી પહોચ્યો અને બહારથી પોતાની ઓરમાન માને ધાંટો કાઢી બારણું ખોલાવી તુરત મહેલમાં પ્રવેશ કર્યો કુંવરને રાત્રીના વખતે મદન મંજરીના મહેલમાં અચાનક આવેલો જોઇ તુરત મહારાણી જે પોતાની ઓરમાન માતા છે તે ઘણીજ ખુશી થઇ અને તેને સુવા માટે એક પલંગ પાથરી આપ્યો. એટલે તુરત કુમાર નીદ્રાધીન થઇ ગયો બે કલાક થઇ એટલે પોતાની ઓરમાન માતા કુમાર પાસે આવી જુએ છે તો તેને બરોબર ભર નીદ્રમાં સુતેલો દીઠો એટલે વીચાર કરવા લાગી કે અરે મહારા ભાવ્યના ઉદયે અને વગર મહેનતે આજે અચાનક કુમાર મારા મહેલે આવી પહોંચ્યો છે તો જો હું આ વખત નકામો ગુમાવી આળસ રાખી બેસી રહીશ તો ફરી આવો સમય જીંદગીની અંદર મને મળવાનો નથી ઘેર બેઠા વગર મહેનતે શીકાર હાથમાં આવેલો કયો મુરખ ગુમાવી બેસે માટે ચાલ તૈયાર થા અને જોગીનો આપેલો દોરો એકદમ કુમારના ગળે બાંધી મારા મનની ઉમેદ પુરી પાડું અને જનમારાનું સાલ કાઢી નાખું આવો વીચાર કરી તરત દોરો લઇ કુમારના ગળે બાંધી દીધો કે એકદમ રાજકુમાર તુરત કુકડો બની ગયો અહીં કુદરત તારી અકળ કળા છે જે કુમાર હજારો માણસને પોતાની ચાલાકીથી પોતાની અગર તીક્ષણ બુધ્ધીથી હરાવી પોતે વીજય મેળવતો હતો તેજ કુમાર આજે અણુમાનીતી

રાણીના મહેલમાં કુકડો થઇ પલંગ ઉપર પડી રહ્યો છે શાસ્ત્રમાં કહ્યું છે કે ભાગ્ય જ્યારે પલટાય છે ત્યારે પોતાના શત્રુઓ જે રાત દીવસ મહેનત કરી મરી જાય છતાં જેનો વાળ વાંકો પણ ન થાય પણ જ્યારે સમય પલટાય છે ત્યારે શત્રુઓને લગારે મહેનત કરવી પડતી નથી તેમ આપણા રાજકુમારને પણ તેવી દશા થઇ હવે રાજકુમાર જ્યારે કુકડો થઇ પલંગ ઉપર પડી રહ્યો છે તે વખતે તેની ઓરમાન માતા વીચાર કરે છે કે હવે આ કુકડાને કોઇ જોઇ જાય નહિ માટે લાવ મારી પેટીમાં મુકી દઉં આવો વીચાર કરી તુરત પેટી લાવી કુકડાને પુરી દીધો અને પોતે પોતાના કામમાં વળગી ગઇ. આ તરફ સવારના પહોરમાં કુમાર-ના પીતા તેમજ તેની માતા અને તેની સ્ત્રી વગરે તપાસ કરવા લાગ્યાં કે આજે રાજકુમાર કેમ દેખાતા નથી. ક્યાં ગયા હશે શું થયું હશે આવો વિચાર કરી દરેક સ્થળે તપાસ કરવા માંડી પરંતુ કુમારનો કોઇ પણ ઠેકાણે પતો મળ્યો નહિ અને જોત જોતામાં સાંજ પટી ગઇ વખતે કોઇની રાહ જોઇ બેસી રહે તો નથી તેમ રાજકુમારની શોધમાં રાજાએ પોતાના તમામ માંણસો ને દેશો દેશ–જંગલે જગલ અને વને વન તપાસ કરવા મોકલ્યા છતાં રાજકુમારનો પતો લાગ્યો નહિ એટલે રાજા એકદમ ગાભરો બની ગયો છાતી ફાડી નાંખે એમ રૂદન કરવા લાગ્યો અને તેને કંઈ પણ ચેન પડે નહિ આવી રાજાની માઠી દશા જોઇ નગરના તમામ લોકો શોકાતુર થઇ ગયા કારણ કે રાજા દુ:ખી તો પ્રજા સુખી ક્યાંથી હોય આ પ્રમાણે ચીંતામાં ને ચીંતામાં દશેક દીવસ નીકળી ગયા એવામાં એક દીવસ એક જોગી જે પ્રથમ ઓરમાન માતાને દોરો આપી ગયો હતો તેજ જોગી ફરતો

ફરતો આ નગરમાં જોષીનું રૂપ લઇ આવી પહોંચ્યો અને નગરના લોકોને શોકાતુર થએલા જોઇ લોકોને પુછવા લાગ્યો. કે આ નગરના લોકો તેમજ રાજા વગેરે દરરોજ ઉદાસ શા કારરણ રહે છે તેથી કૃપા કરી જણાવશો આવું જોષીનું બોલવું સાંભળી નગરના લોકો કહેવા લાગ્યા કે હે જોષી મહારાજ આ નગરના મહારાજાનો રાજકુમાર આજે પંદર દીવસથી કંઈ ગુમ થઇ ગયો છે અને તેનો કોઇ પણ સ્થળેથી પતો મળતો નથી એથી કરી આ નગરના લોકો તેમજ રાજા ઉદાસ રહે છે આ હકીકત સાંભળી જોષી મહારાજ તુરતજ મહારાજાના મહેલ તરફ રવાના થયા અને મહેલની નીચે જઇ ઉભા રહ્યા કે તુરતજ છડીદારે અવાજ કર્યો કે હે ભીક્ષક આ શોકાતુર નગરમાં તમે અચાનક પ્રવેશ કરી સરકારના મહેલ પાસે કેમ આવ્યા છો તે સાચે સાચું કહી દો, છડીદારનું બોલવું સાંભળી ભીક્ષુક કહેવા લાગ્યો કે હે સરકારની તહેનાત ઉઠાવનાર છડીદાર આજે હું મહારાજાની પાસે મળવા માટે આવ્યો છું જો આપ મારા ઉપર કૃપા કરી મારો સંદેશો રાજાને કહી બતાવશો તો તમારો ઘણોજ ઉપકાર થશે જોષીનું બોલવું સાંભળી છડીદાર તુરત રાજા કને આવી નમ્ર વચનોથી કહેવા લાગ્યો કે હે કૃપાળુ નીચે કોઇ ભીક્ષક આપને મળવા માગે છે તેવો બોલ સાંભળી રાજાએ હુકમ કર્યો કે ભલે આવવા દ્યો સરકારનો હુકમ થયો કે છડીદાર નીચે આવી ભીક્ષકને ઉપર લઇ જઇ સરકાર જોડે મેળાપ કરી આપ્યો અને તેને બેસવાને માટે આસન આપ્યું કે તુરત મહારાજાએ સવાલ કર્યો કે માહારાજ આપ ક્યાંથી આવો છો, અને કેમ આવ્યા છો તમારી ખરી હકીકત હોય તે અમને જણાવી દ્યો.

સરકારનું બોલવું સાંભળી રાજાને દીલાસો આપવા કહ્યું કે હે મહારાજ હું જોતીષનો ધંધો કરૂં છું, અને જોતીષ સારૂં જાણું છું માટેજ આપની પાસે આવ્યો છું આ હકીકત સાંભળી રાજા તુરત હુંશીઆર થઇ નમ્રતા પુર્વક કહેવા લાગ્યો કે હે જોષી મહારાજ કહો ત્યારે મારો રાજકુમાર આ સૃષ્ટીમાં છે કે નહિં અને છે તો મને કયારે મળશે આવું રાજાનું બોલવું સાંભળી જોષીએ પોતાના ટીપણાં કાઢી આંગળીના વેઢા ગણી કહેવા લાગ્યો કે હે મહારાજ રાજકુમાર આ સૃષ્ટિમાં છે અને તે આપણને છ માસ પછી જરૂર મળશે એવું ચોકકસ મારા જોશમાં જોવામાં આવે છે આવું જોશીનું બોલવું સાંભળી રાજાને કંઇ શાન્તિ મળી કે તદન જોશીને શીરપાવ આપી વીદાય કર્યો અને જોશી તુરત તે નગર છોડી કુચ કરી ગયો હવે આપણા રાજકુમારને ઓરમાન માતાએ જ્યારથી કુકડો કરી રાખ્યો છે ત્યરથી તેને ખાવાનું પાણી વીગેરે પેટીમાં નાખે છે એમ કરતાં લગભગ બે માસ નીકળી ગયા એવામાં એક દીવસ મદારી વાંદરાને લઇ તેજ નગરમાં ખેલ કરવા સારૂ આવ્યો છે અને તે શહેરની મધ્ય ભાગમાં જ્યાં અણુમાણીતી રાણીનો મહેલ છે તેની નજીક આવી મદારીએ ખેલ શરૂ કર્યો એટલે જોનાર માણસની ઠઠ ભરાઇ ગઇ અને એક કલાક પછી જ્યારે ખેલ પુરો થયો ત્યારે મદારો પોતાના મુકામે જવા તઇયાર થયો કે તુરત અણુમાનીતી રાણી; એ પોતાની દાસીને મદારીને બોલાવી લાવવાની એકદમ બુમ પાડી કે તુરત દાસી મદારી પાસે આવી તેને મહારાણી પાસે લાવી હાજર કર્યો.

હવે રાણી મદારીને કહે છે કે ; હે વાંદરાને નચાવનાર અને

જાનવરોના ખેલથી લોકોનાં દીલને ખુશ કરનાર હે મદારી આજે મારે તારૂં કામ પડ્યું છે અને એ કામ જો તું બરાબર કરી પાછા બે મહીના પછી તું અહીં આવીશ એટલે તને હું સારૂં ઇનામ આપીશ.

બોલ તારી શી મરજી છે રાણીનું બોલવું સાંભળી મદારી કહેવા લાગ્યો કે હે માતા એવું શું કામ છે અને જે કામ હોય તે સુખેથી કહો તે કરવા હું તઈયાર છું.

આવું મદારીનું બોલવું સાંભળી તુરત રાણીએ પોતાની પેટીમાંથી કુકડો કાઢી અને તેને બતાવી કહ્યું કે આ કુકડો હાલ તું લઇ જા અને તેને સારી કેળવણી આપી પાછો બે માસ પછી તેને લઇને અહીં આવજે એટલે હું તને સારૂ ઇનામ આપીશ.

આવું રાણીનું બોલવું સાંભળી મદારી કુકડાને લઇને ચાલતો થયો અને દરેક ગામે ગામ ફરવા લાગ્યો એમ કરતાં લગભગ બે ત્રણ માસ નીકળી ગયા કે મદારીએ વીચાર કર્યો કે લાવ હું હવે રાજમાતા પાસે જાઇ આ કુકડો પાછો આપી મારી જીંદગીભરના રહેલા દળદરનો રાણી તરફની ભેટ લઇ ચુરેચુરા કરી નાંખું અને મારી જીંદગી સુખમાં ગુજારૂં આવો વીચાર કરી તે મદારી વીચારમાં ને વીચારમાં અણમાનીતી રાણીનો મેલ તજી દઇ માનીતી રાણીના મેલ પાસે આવી ઉભો રહી પોતાની રમત ચાલુ કરી અને કુકડાને બાર કાઢી પોતાના કરંડીઆ ઉપર ખડો કર્યો છે માટે હે દેવદત કુમાર આજે તારી ખરી કસોટી નો વખત આવ્યો છે દેવ કહે છે કે હે કુમાર જલદી ચાલ અને તે મદારીને દ્રવ્ય આપી કુકડો ખરીદ કરી તેનાં ગળામાં રહેલો દોરો કાઢી નાખી અસલ રાજકુમારને જોઇ તેમના માતા પીતાને બતાવી આપણે આ નગરમાંથી કુચ કરીએ.

આ પ્રમાણે દેવે કુમારને સમજાવ્યુ પાઠી કે તુરત દેવદત મદારી પાસે આવી ઉભો રહ્યો અને વીચાર કરવા લાગ્યો કે ઓહો માણુસના માંથે કઇ વખતે કેવાં કેવાં સંકટ આવે છે તે કોઇને ખબર પડતી નથી

આ પ્રમાણે વીચાર કરી કુમાર દેવદત મદારીને કહેવા લાગ્યો કે હે મદારી તું ખેલ બહુ સારો કરી જાણે છે અને આ જાનવરોને તેં સારી કેળવણી આપી છે વળી સામે કરંડીઆ ઉપર ખુબસુરત કુકડો પણ ઠીક લાવ્યો છું માટે અમારે પણ આવા કુકડાની જરૂર છે કારણ કે અમે મુસાફર લોકો જ્યાં ત્યાં રખડતા ફરીએ એટલે અમને સવાર કયારે થશે–બપોર કયારે થાય અને સાંજ પડવાને કેટલી વાર છે આવા ટાઇમ જોવાને અમને ઘણી જ હરકત થાય જો તારો વીચાર હોય તો તારી પાસે કરંડીઆ ઉપર ઉભા રાખેલા કુકડાને ખરીદ કરવાની મારી મરજી છે અને તેના બદલામાં તને જેટલા પઇસા જોઇતા હોય તેટલા સુખેથી મારી પાસે માગી લે–બોલ શું વીચાર છે કુમારનાં વચન સાંભળી મદારી વીચાર કરવા લાગ્યો કે મારે આ કુકડાને ગમે ત્યાં વેચવાનો છે માટે આ ઘેર બેઠાં આવેલા ઘરાકને શા માટે જવા દેવું જોઇએ. એમ નકકી કરી મદારીએ કુકડાને હાથમાં લઇ તુરત કુમારને અરપણ કરી દીધો કે રાજકુમારે મદારીને સારા પઇસા આપી ખુસ કર્યો હવે જેવો કુકડો કુમાર દેવદતના હાથમાં આપ્યો કે તુરત તેના ગળામાંથી ઘણા વખતથી રહેલા દોરાને ઝપાટા બંધ કાપી નાંખ્યો કે તુરત અસલ રાજકુમાર બની ગયો અને દેવદત્તના પગમાં પડી વારંવાર કહેવા લાગ્યો કે મને આજે

નવું જીવન આપનાર આપ કોણ છો અને કયાંથી આવો છો અને હું આપના આ કરેલા ઉપકારનો બદલો કેવી રીતે વાળીશ વગેરે નમ્ર વચનોથી કુમારને રીઝવવા લાગ્યો પણ આપણી વાર્તાનો નાયક દેવદત્ત કુમાર કહે છે કે હે ભાઇ આમાં મેં કંઇ પણ ઉપકાર કર્યો નથી અને મારે તેનો બદલો પણ જોઇતો નથી, પણ અત્યારે તમે મને ખરા અંતઃકરણથી ચાહતા હો તો આપ તુરત એકદમ તમારાં દુખી મા બાપને મળી મને સંતોષ આપો એવી મારી તમારા પાસે માગણી છે દેવદત્તનાં વચન સાંભળી માનીતી રાણીનો કુમાર અને દેવદત્ત બંન્ને જણા પોતાના પીતા પાસે આવી પહરમાં અને પ્રણામ કરી ઉભા રહયા કે રાજાએ સામું જોયું તો પુત્રને જોઇ એકદમ ભેટી પડયો.

અને કહેવા લાગ્યો કે હે ભાઈ આટલા દીવસ અમોને અને તારી માતાને શા માટે હેરાન કર્યા અગર તું કયાં સંતાયો હતો અગર તું સાથી રીસાઇ ચાલ્યોં ગયો હતો અને આ તારી પાસે ઉભેલા માણસ કોણ છે વગેરે તારી તમામ હકીકત અમને જણાવી દે પોતાના પીતાનું વચન સાંભળી પોતાનો કુમાર પોતાના દુઃખનો હેવાલ રજુ કરે છે કે હે પીતા આજથી છ માંસ પહેલાં આપણા નગરમાં એક દીવસ રાત્રીએ નગર ચર્ચા જોવા નીકળ્યો હતો અને ચર્ચા જોતાં જોતાં વીચારમાંને વીચારમાં હું આપનો મહેલ ભૂલી જઇ એકદમ અણમાનીતી રાણીના મહેલમાં જઈ પહોંચ્યો અને ત્યાં જઇ પલંગ ઉપર સુઇ ગયો કે એક કલાક પછી રાજમાતાએ મારા ગળામાં જાદુઇ દોરો નાંખ્યો કે જેથી કરી હું એકદમ કુકડો બની ગયો અને થોડા દીવસ તેણે

મને પેટીમાં પુરી રાખ્યો ત્યાર પછી એક મદારીને ત્યાં મને કેળવણી આપવા આપી દીધો અને તેજ મદારી આજે આપના નગરમાં લઇ આવ્યો હતો તેની પાસેથી આપની પાસે ઉભા છે તેમણે મને છોડાવી મારા ગળામાંથી દોરો કાપી નાંખી મને અસલ રૂપમાં લાવનાર તેમજ નવું જીવન આપનાર પોતાના પ્રાણુની પણ દરકાર નહિ કરતાં સદાયે પરનું હીત કરનાર આ રાજકુમાર દેવદત્ત છે રાજા પોતાના કુમારનું તમામ ભાષણ સાંભળી તાજુબ થઇ ગયો અને એકદમ ક્રોધમાં આવી પાંચ સાત માણુસો લઈ અણુમાનીતીના મહેલમાં આવી પહોંચ્યો અને કહેવા લાગ્યો કે હે દુષ્ટ કર્મ કરનાર મહારાણી રાજકુમારને હેરાન કરતાં તને બીલકુલ દયા ન આવી. હે શંખણી આજે તને હું શી શીક્ષા કરૂ જે શીક્ષા કરૂં તેટલી થોડી છે પણ જા તું સ્ત્રી જાત છે એટલે તારૂં નાક--કાન કાપી લઇ અને તને ઘોડા ઉપર બેસારી આપણા નગરમાં ફેરવી દેશનીકાલ કરીશ તેવો રાજાનો હુકમ થતાં તુરત બે ચાર માણુસો આવી નાક--કાન કાપી લઇ અણુમાનીતી રાણીને આખા નગરમાં ફેરવી દેશ નીકાલની સજા કરી. હવે મહારાજા અને માનીતી રાણીનો રાજકુમાર દેવતને પ્રણામ કરી કહેવા લાગ્યો કે હે ઉપકારી રાજકુમાર આજથી આ રાજપાટ તમારૂં છે, અને અમે તમારા સેવક છીએ માટે આ રાજને સંભાળી દુખી પ્રજાને અદલ ન્યાય આપી પ્રજાને સાંત કરો એવી અમારી ઇચ્છા અને માંગણી છે વળી જો કે આપના ઉપકારનો બદલો વાળવાને અમે અસકત છીએ છતાં અમારા જેવા ગરીબ માણુસ ની અલ્પ ભેટનો સ્વીકાર કરી આપના આત્માને સંતોષ આપો

એની અમારી આપની પાસે નમ્ર વીનંતી છે ત્યારે રાજકુમાર દેવદત્ત કહેવા લાગ્યો કે હે મહારાજ મેં રાજની આશાએ અગર મારા લાભની ખાતર મેં રાજકુમાર ઉપર ઉપકાર કર્યો નથી. પણ દરેક માણસનો અને સજ્જન માણસોનો એવો નીયમ છે કે આ જગતમાં જનમીને પોતાની શકિત અનુંસાર દરેક પંખીને મદદ કરવી જોઇએ વળી દુસમન ઉપર રેમ રાખીએ છીએ તો આતો નીરઅપરાધી પ્રજાનો માનીતો રાજકુમાર એનું કામ કરવાથી મને કોઇ પણ જાતનો શોક છે નહિ પણ હે મહારાજ હવે મને રજા આપો કારણ કે હું મુસાફરીએ નીકળ્યો છું અને જલદી મુસાફરી કરી મારે મારા માતપીતાને મળવાનું છે આવું કુંવરનું બોલવું સાંભળી કુંવરને નહિ રોકતા અને કોઇ પણ વખતે અમારૂ કામ હોય તો બોલાવશો એમ બોલી તુરત દેવદત્ત કુમારને મહારાજાએ જવાની રજા આપી હવે જેવો દેવદત્ત કુમાર પલંગ પાસે આવ્યો કે દેવે આવી કુમારને સુખશાન્તીના સમાચાર પુછી તુરત પલંગને પુરજોસમાં ચલાવવા માંડયો કે સપાટાબંધ પવનની પેઠે દીવસે બીજે મણીપુરનગરના જંગલમાં આવી ઉભો રાખ્યો અને દેવ રાજકુમારને કહેવા લાગ્યો કે હે ભાઇ આ મણીપુર નગરની હદ છે અને આવતી કાલે મહારાજા વીજયસીંહની રાજકુમારી ચંપકલતાનો સ્વંવર છે અને તે સ્વયંવરની અંદર દેશોદેશના ચક્રવર્તી રાજાઓ કે જેની પાસે દેવતાઇ રીદ્ધીઓનો ખજાનો છે. વળી રૂપમાં તો જાણે તે રાજાઓ ઇંદ્ર કરતા પણ વધારે રૂપવાળા છે, વળી પરાક્રમો તો આપણી જીભે કહી શકાય નહિ. એવું આતુંળી બલવાળા ચંપક લતાના સ્વયંવરમાં આવી ગયા છે વળી ચંપકલતા એક રૂપમાં

પરી સમાન છે. શાસ્ત્રની જાણ્ુ છે વીદ્યામાં કુશળ છે અને દરેક દેસ દેસના પંડીતોની સાથે વાદ કરી વીજય મેળવ્યો છે એવી અભીમાની રાજકુમારીનું પાણી ગ્રહણ કરવા માટે જરૂર આપણે રૂપ બદલી જવું જોઇએ વળી એ સ્વયંવરમાં એક અક્ષર પણ બોલીસ નહિ પણ એક ઠેકાણે બેશી શું બનાવ બને છે તે જોયા કરજો આ પ્રમાણે કુંવરને સમજણ પાડી બન્ને જણા પલંગને જંગલના ઝાડ ઉપર મુંકી સ્યંવરમાં રૂપ બદલી જોવા તઇયાર થયા અને જોત જોતામાં સ્યંવરની નજીક પાસે આવી જોવા લાગ્યા પણ તે ઠેકાણે ઉભુ રહેવા અગર પગ મુકવાની જગા ખાલી નહોતી એટલે બન્ને જણા સ્વયંવરથી એક બે હાથ છેટા જઇ બેઠા અને સ્વયંવરનો દેખાવ જોવા લાગ્યા આ પ્રમાણે જાણે ઇંદ્રનો દરબાર ભરાયો હોય એવો આ સ્વયંવર દેખાવા લાગ્યો અને દેશો દેશના રાજા અંદર અંદર વાતો કરવા લાગ્યા કે ભાઈ આ તો દેવતાઇ સ્વયંવર છે માટે ચંપકમાળા તો જેને પુરણ પુન્ય કર્યાં હશે અગર પાંચ આંગળીએ પરમેશ્વર પુજ્યા હશે તેને મળવાની છે આ પ્રમાણે વાતો ચાલી રહી છે એટલામાં મહારાજા વીજયસીંહના છડીદારે આવી નેકી પુકારી કે હે રાજા મહારાજાઓ હવે આપ આપના આસન ઉપર બેસી જાવ કારણકે રાજકુમારી ચંપકલતા વરમાળા લઇ આ સ્વયંવરમાં પધારે છે આવું છડીદારનું બોલવું સાભળી તુંરત તમામ રાજાઓ પોતપોતાના આસન ઉપર બેસી ગયા કે તુંરત ચંપકમાળા પોતાની સાહેલીઓની સાથે વરમાળા લઇ સ્વયંવરમાં આવી પહોંચી અને દરેક રાજાઓની પાસે વરમાળા લઇ પોતાના મનગમતા પતી મેળવવા વીચારે કરતી હતી પણ જયાં

જ્યાં એ નજર કરતી હતી કે તુંરત પોતાની જમણી આંખ ફરકતી હતી અને અસુનાં ચીન્હ દેખાતાં હતાં આ પ્રમાણે સ્વયંવરમાં જોત જોતામાં હોરબકોર થવા લાગ્યો કે હે ચંપકમાળા તું આ દેવતાઈ સ્વયંવરમાં હજુ તું શા વીચાર કરે છે અને વરમાળા કોઇને પણ કેમ પહેરાવતી નથી એવું રાજા લોકોનું કહેતું બોલવું સાંભળી ચંપકમાળા મધુર અવાજથી કહેવા લાગી કે હું ચક્રવર્તી મહારાજાઓ વરમાળા એકદમ કોઇના ગળામાં નાંખવી એ કંઈ રમત નથી પણ એક જીંદગી ગુજારવાનું મોટું સાધન છે નથી કે દીવસ ગુજારવાનો અગર કલાક બે કલાક વાતો કરી પસાર થઇ જવાનું માટે હે સભાના મહારાજાઓ ઉતાવળે આંબા પાકતા નથી તેમ રૂતુ વીના ફળ સાંભળ્યાં નથી તેવીજ રીતે જ્યાં સુધી મારા મનગમતો પતી મારી નજરમાં નહી આવે ત્યાં સુંધી વરમાળા કોઇને પહેરાવવામાં આવશે નહિ આવું ચંપકમાળાનું બોલવું સાંભળી તમામ રાજાઓ છાનામાના બેસી રહયા એટલે દેવદત કુમારની જોડે જે દેવ બેઠેલો છે તેને પોતાની માયાથી ચંપકમાળાની બુદ્ધીમાં ફેરફાર કરી દીધો કે રાજકુમારીની દ્રષ્ટા જ્યાં દેવદત્ત કુમાર બેઠેલો છે તેના ઉપર પડી કે તુરત ચંપકમાળાએ આવી દેવદતના ગળામાં વરમાળા નાંખી પોતાના આત્માને ધન્ય માનવા લાગી આ વરમાળા દેવદત્ત કુમારને પહેરાવવાથી તુરત સભાના ચક્રવર્તી રાજાઓ એકદમ ઉભા થઇ ગયા અને મહારાજા વિજયસીંહને કહેવા લાગ્યા કે હે ભુપાળ તારી કુંવરીએ આ સ્વયંવર ભરાવી અમારી હાંસી કરી છે અને અમોને છેક હલકા ગણી એક યુંવાન બાળક જંગલમાં રખડી ખાનારો અરે જેના નામનો અગર માબાપનો અગર ગામનો પણ પતો નહિ તેવા

હલકા માણુસને વરમાળા આલવાથી તારી દીકરી એ મોટી ભુલ કરી છે માટે હવે જે બાળકને વરમાળા પહેરાવી છે તેને અમો જીવતો ઘેર જવા દઇશું નહી માટે હજી તારી ચંપકમાળાને સમજાવવી હોય તો હજુ વખત વહી ગયો નથી આવું રાજાઓનું બોલવું સાંભળી વીજયસીંહ રાજા કહે છે કે હે ભુપાળો હવે જે બનવાનું હતું તે બન્યું અને કુંવરીના કીસમતમાં જે પતી લખાએલો હશે તેથી તેની દ્રષ્ટી તેના ઉપર પડી માટે હવે ચિંતા કરવાનું કંઉપણુ કારણુ નથી તેમજ વરમાળા વારે ઘડીએ પહેરાવાતી નથી જેમ સત્યવાદી માણુસનું વચન પોતાના પ્રાણુ જાય તો બહેતર છે પણુ ન ખાલી ના જાય તેમ આ વરમાળા જે યુવાન બાળકને પહેરાવી છે તે કદી કાળે પાછી ફરશે નહિ આવું રાજા વીજયસીંહનું ભાષણુ સાંભળી તમામ દેસના રાજાઓ એકદમ રાજકુમાર દેવદતના ઉપર ધસી આવ્યા અને કહેવા લાગ્યા કે હે યુવાન બાળક આ નગર છોડી તેમજ ચંપાકમાળાની આસા મુકી હજી તું જીવતો ઘેર જા કે જેથી કરી તારા વીયોગથી તારાં મા બાપ દુખી થાય નહી માટે તારે જીવવવાની આશા હોય તો તુરત અહીંથી ચાલ્યો જા આવુ રાજા લોકોનું બોલવું સાંભળી દેવદત રાજાઓને કહેવા લાગ્યો કે હે ભુપાળો હું તમારાં કોધ ભરેલાં વચનોથી અગર મરણુથી બીલકુલ ડરતો નથી તેમજ તમારી સાથે રણુસંગ્રામ કરી કદાપી પાછો હઠીસ તેની પણુ મને ચીંતા નથી પણુ દીલગીરી એટલીજ થાય છે કે તમે ખાલી મોઢેથી અવાજ કરી શા માટે ખુશી થાવ છો શું સુર્યના સામે ખાલી ધુળ ઉડાવાથી તેનું તેજ ખાલી થાય છે વળી સમુદ્રની અંદરથી સુકી નદીઓ ભરીએ તો શું સમુદ્ર ખાલી થાય છે તેમ તેમ

ખાલી ગપાટા મારી ખુસી થાવ છો તેનાં કરતાં લઢાઇ કરી વીજય મેળવી ખુશી થાઓ;

આ પ્રસાણે કુમારનાં વચન સાંભળી તમામ રાજાઓ હથીઆર સજી તઇઆર થઇ ગયા અને લઢાઇનો સંખ વગાડયો આ તરફ રાજકુમાર દેવદતનો મદદગાર પલંગ વાળો દેવ તુરત જંગલમાંથી પલંગ લાવી રાજકુમાર દેવદતને તે ઉપર બેસારી અને તેને દેવતાઇ હથીઆર આપી લઢાઇના મેદાન આગળ લાવી રજુ કર્યો અને લઢાઈ શરૂ થઇ આ તરફ મહારાજા વીજયસીંહ અને રાજકુમારી ચંપકમાળા વીચાર કરે છે કે હમણાં આ બાળકને ઉશ્કેરાયલા રાજાઓ મારી નાંખસે એટલામાં સામા સામી યુદ્ધ સરૂ થયુ આણી તરફ રાજા ચક્રવતીનાં બાણુ કુમાર ઉપર આવે છે અને કુમારેનાં બાણુ તે લોકો ઉપર જાય છે પણ કુમાર ઉપર આવતાં બાણુ તમામ દેવ ઝીલી લે છે અને કુમારનાં બાણુ તે લોકોને હેરાન કરે છે એમ અરસપરસ લઢાઇ કરતાં બે દીવસ નીકળી ગયા કે કુ.વર વીચાર કરવા લાગ્યો કે હવે આડી લઢાઇ નો અંત આવે તેમ નથી માટે આજેજ આ લઢાઇ ખાલસા કરી દઉ આવો વીચાર કરી :મંત્ર ભણી જેવું એક બાણુ ફેકયું કે તમામ રાજાઓની હોસ ઉડી ગયા કોઇ જમીન ઉપર પડી ગયા અગર તો કોઇ પોતાનો જીવ લઇ નાશી ગયા અને થોડા ઘણા રહયા તેમને બીજા બાણે નીરમાલ કરી દીધાં એટણે તુરત ગમ ખાઈ તમામ દેસના રાજાઓ પોતપોતાના દેસ ચાલ્યા ગયા આણી તરફ કુંવર પલંગમાંથી નીચે ઉતરી મહારાજાં વીજયસીંહ પાસે આવી ઉભો રહયો કે તુરત પોતાની રાણી ચંપકમાળા પતીનાં વખાણુ કરતી તેમના પગે પડી અને કહેવા લાગી કે હે ઉદાર

દીલના રાજકુમાર આપ કયાંના વતની છો અને આપના માબાપનું શું નામ છે અને અહીં આપનુ પધારવુ શી રીતે થયું વગેરે આપનો તમામ હેવાલ આ દાસીને કહી બતાવશો રાજ કુમાર કહે છે કે હે વીજયસીહ રાજાની રાજકુમારી સાંભળ હું ચંપાનગરીના મહારાજા કનકસીંહનો પુત્ર છું અને મારૂં નામ દેવદત છે મારી માતાનુ નામ કકનકાવતી છે અને ચંપાનગર અહીંથી એક હજાર જોજન છેટે છે અને હું તો ખાલી સૃષ્ટીની લીલા જોવા માટે મુસાફરી કરવા નીકળો છું પણ અધવચ આવતાં તમારા સ્વયંવરની વાત સાંભળી હું અહીં આવી ચડયો હતો આ પ્રમાણે ખરી હકીકત છે પોતાના પતીના વચન સાંભળી ચંપકમાળા ઘણીજ ખુશી થઇ. હવે દેવદત કુમાર અને રાણી ચંપકમાળા બન્ને જણા આનંદમાં દીવસો ગુજારે છે અને સુખેથી રહે છે એવામા એક દીવસ રાજકુમાર પોતાની પ્રાણ પ્રીયાને કહે છે કે હે પ્રીયા હવે મારો વિચાર અહીંથી મારે દેશ જવાનો છે માટે જો તારી મરજી હોય તો તારા માબાપને કહી આપણે અહીંથી આપણા નગરમાં ચાલ્યા જઇએ કારણ કે જમાઇને સસરાને ત્યાં ઝાઝો વખત રહેવાથી નાલાસી તેમજ પોતાની આબરૂને હરકત કરતા છે આવું પોતાના પતીનું કહેવું સાંભળી ચંપકમાળા પોતાના દીલમાં વીચાર કરી કહે છે કે હે પ્રાણનાથ આપનું કહેવું સાચું છે પણ અત્યારે આપણો દેશ અહીથી સોયોજન છેટે છે. વળી વારે ઘડીએ મારા પિતાના ત્યાં આવવા જવાનું બને નહિ માટે આટલા દીવસ ગુજાર્યા તો બે ચાર દિવસ પછી હું મારા મા બાપને કહી તેમની રજા મેળવી આપણે અહીથી આપણા દેશ તરફ ચાલ્યા જઇશું આવું પોતાની પ્રીયાનું બોલવું સાંભળી રાજકુમારે રહેવાનું મુલતવી રાખ્યું.

# ભયંકર આફત



**બીજે** દીવસે રાજકુમારી ચંપકલતા પોતાની સાહેલી જોડે વાત કરે છે અને હસે છે એવામાં તેની બીજી દશ બાર દાસીઓ આવી કહેવા લાગી કે હે ચંપકમાળા આજે અમે ઘણા દીવસે તમને મળવા માટે અહીં આવ્યાં છીએ અને તમારો વીચાર આજે આપણા નગરના કેશવબાગમાં જઇ સુવાસીત પુષ્પોની સુગંધી લઇ તરેહ તરેહના ફળ ફુલ આરોગી તેમજ આપણા દરેકના મનમા રહેલી સુખ દુઃખની વાતો એક બીજાને જણાવી અને ઠંડી હવા ખાઇ આપણા મુકામે જતાં રહીએ આવું પોતાની તમામ શાહેલીનું કહેણુ સાંભળી પોતાના માતાપીતાની રજા લઇ રાજકુમારી ચંપકમાળા અને તમામ સાહેલીઓ કેશવ-બાગમાં આવી આંરામ લેવા બેઠા અને દરેક જણ પોત પોતાના પતી માટે ફુલની માળા લઇ જવા સારૂં જુદે જુદે ઠેકાણે જતી રહી અને ચંપકમાળા તો તેથી પણ ઘણે દૂર જઇ ફુલ ચુંટવા લાગી એવામાં અહીં આગળ ચંપકલતાનું જમણું નેત્ર ફરકવા થી પોતાના મનમાં વીચાર કરે છે કે આજે મને હરકત થાય એમ લાગે છે કારણ કે એક તો પતિને મેં બળાત્કારે મારા પીતાને ત્યાં રખાવ્યા તેથી કદાચ તેમને ખોટું લાગ્યું હશે અગર કાંતો મારી સાહેલીઓ મને સમજાવી મને એકલી મૂકી પોતાને ઘેર જતી રહી હશે આવો વીચાર કરતી રાજકુમારી ચંપકમાળા ફુલ તોડે છે એવામાં એજ બાગના પાછળ સીકારે નીકળેલો વર્ધ

માન નગરના રાજા રૂપસેન આમ તેમ સીકારના માટે ફાંફાં મારે છે પણ તેને કોઇ પણ સ્થળેથી સીકાર હાથ આવતો નથી તેથી નીરાશ થઇ ઘેર જવાનો વીચાર કરે છે એટલામાં તેની નજર રાજકુમારી ચંપકમાળા ઉપર પડી કે તુરત રાજા રૂપસેન ચકીત થઇ ગયો અને મનમાં વીચાર કરવા લાગ્યો કે ધન્ય છે આ પદ્દમનીના ભરથારને કે જેને આવી રંભા સરખી અને જોનાર પુરૂષને પોતાના નયનોથી એકદમ કામ વીકારની વાસના પ્રગટ થાય છે એવી રંભાને કીયો મુરખ માણસ હાથમાં આલેલો કોળીઓ ખાધા વગર નાંખી દે આવો વીચાર કરી રાજારૂપસેન એકદમ તેજ બાગની અંદર કુમારી ચંપકમાળા પાસે આવી બે હાથ જોડી કહેવા લાગ્યો કે હે પ્રિયે તારા રૂપની બરોબર આ જગતમાં કોઇ ઠેકાણે તારા જેવી સ્ત્રી મેં દીઠી કે સાંભળી નથી માટે તું મારી સાથે પ્રીતી બાંધ અને મારા વર્ધમાન નગરની મહારાણી થા આવું રૂપસેન રાજાનું બોલવું સાંભળી ચંપ-કમાળા કહે છે કે હે દુષ્ટ તને બોલતાં શરમ નથી આવતી પરસ્ત્રી જોડે વાતચીત કરતાં અને અમારા બાગની અંદર પ્રવેશ કરતાં હમણાં તારા બાર વાગી જશે એમ કહી કુમારીએ ઘણાજ જોરથી બુમ મારી પણ તેની સાહેલીઓના સાંભળવામાં આવી નહિ આવી બુમ સાંભળી અને આંહી આગળ મારૂ ચાલે તેમ નથી એવું સમજી રાજા રૂપસેન એકદમ રાજકુમારી ચંપકમાળાને પોતાના ખભા ઉપર બેસારી ચાલતો થયો અને રાજકુમારી ચંપ-કમાળાએ સોર બંકોર કરવા માંડયો કે તુરત તેની સાહેલીઓએ આવી રાજકુમારીને લઇ જતાં જોઇ પણ તે બીચારી સાહેલીઓ મુંગે મોઢે એકદમ રૂદન કરતી મહારાજા વીજયસીંહ પાસે આવી

તમામ હકીકત જાહેર કરી કે મહારાજાએ એકદમ તમામ ઠેકાણે લશ્કર મોકલી દીધું પણ રાજકુમારીનો ક્યાંય પણ પતો મળતો નથી એટલે વળી રાજાએ બીજા માણસોને તપાસ કરવવા મોકલ્યા તે પણ પાછા આવ્યા હવે અહી રાજકુમારી ચંપકમાળાને રાજા રૂપસેને પોતાની પટરાણી બનાવવા તેમજ પોતાની રાણી કરવા સારૂં દરરોજ ઘણું સમજાવે છે પણ સતી ચંપકમાળા એકની બે થતીજ નથી તેમજ પોતાનું શીયળ સાચવવાને અને પોતાના પતીને યાદ કરવામાં એક દીવસ પણ વીસરતી નથી આ પ્રમાણે રાજા રૂપસીંહ પાંચ સાત દીવસ સુધી તેને ઘણી સમજાવી છતાં જ્યારે તેનું કહ્યું ન માન્યું એટલે છેવટે પોતાના ડંડીયા મહેલમાં કેદ કરવાની સીપાઇને આજ્ઞા આપી કે તુરત રાજકુમારી ચંપકમાળાને મહેલમાં પુરી ચાલતો થયો હવે અહીં આગળ ચંચકમાળાને ખાવા પીવા અને જે જોઇએ તેની બરદાસને માટે રાજા રૂપસેને પોતાની એક વીશ્વાસું દાસીને મોકલી અને કહ્યું કે તેને જે જોઇએ તે આપજે અને સારી રીતે તેને સમજણ પાડજે આ પ્રમાણે દાસી કુમારી પાસે ખાવાની તેમજ તમામ જાતની જોઇતી ચીજ રાજકુમારી માટે લાવવા માંડી એમ કરતાં બે દીવસ ત્રણ દીવસ નીકળી ગયા કે કુમારી ચંપકમાળા અને દાસીને એ બેને સારી પ્રીત બંધાઇ ગઇ એટલે દાસીએ વીચાર કર્યો કે ચંપકમાળા મારી સાથે સ્નેહ રાખે છે માટે હવે તેને સમજાવતાં વાર લાગે તેમ નથી આવો વીચાર કરી દાસી એક દીવસ ચંપકમાળાને કહેવા લાગી કે હે ચંપકમાળા મારે અને તમારે સારો સ્નેહ છે અને તે સ્નેહના લીધે મારૂ કહેવું આપ કબુલ કરશો આવું દાસીનું બોલવું સાંભળી ચં-

પકમાળા નમ્રતા પુર્વક કહે છે કે હે દાસી તારૂં કહેવું હું કબુલ કરીસ માટે તારી ઇચ્છામાં આવે તે કહી દે કે તુરત દાસી બોલી કે હવે આમ કેદમાં રહેવું અને સુકા રોટલા ખાવા તેના કરતાં રાણીનું પદ મેળવી સુખી થાવ એજ મારૂં કહેવું છે.

દાસીનું બોલવું સાંભળી ચંપકમાળા કહે છે કે હે બેન તારૂં કહેવું અક્ષરે અક્ષર સાચું છે અને મારો પણ એજ વિચાર છે માટે આવતી કાલે માહારાજાને મારી પાસે મોકલજે અને મારી આ તમામ વાતથી વાકેફ કરજે પણ હે દાસી તું મારૂં અત્યારે એક કામ કરે તો હું તને આવતી કાલે મહારાજા પાસેથી સારૂં દ્રવ્ય અપાવી તારા આત્માને સંતોષ અપાવીશ બોલ હે મારી સ્નેહદાર દાસી તારો શો વીચાર છે ચંપકમાળાનું બોલવું સાંભળી દાસી કહે છે કે તારી મરજીમાં આવે તે મારી પાસેથી માગી લે દાસીનું બોલવું સાંભળી ચંપકમાળા કહે છે કે આપણા આ ડંડીયા મેહલના નજીકના બાગમાં મારી એક સવાલાખ રૂપીઆની મુદ્રિકા પડી ગઇ છે અને તે મારી ધ્યાનમાં છે અને તેની નીશાની પણ મેં રાખી છે માટે જો તારી ઇચ્છા હોય તો તે મુદ્રીકા હું લઇ આવું અને તને સ્વાધીન કરી દઉ કારણ કે તેં મારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે આવું ચંપકમાળાનું વચન સાંભળી તુરત દાસીએ પોતાને સવાલાખ રૂપીઆની વીંટી મળવાની છે એવી આશાએ એકદમ બોલી ઉઠી કે હે ભોળા દીલની રાજકુમારી આટલા દીવસ તેં આ વાતને છુપાવી રાખી તે ઠીક કર્યું નહિ માટે એકદમ જલદી તે બાગમાંથી વીટી લાવી મારે સ્વાધીન કર આવું દાસીનું બોલવું સાંભળી ચંપકમાળા તુરત મહેલ નીચે આવી બહાર નીકળી દરવાજાની સાંકળ સજડ બેસાડી

પલાયન થઈ ગઇ અને જોતજોતામાં એક અઘોર જંગલના સુંદર સરોવર ઉપર આવી આરામ લેવા બેઠી અહીં આગળ દાસી ચંપકમાળાની રાહ જોઇ બેસી રહી છે પણ જયારે સવાર થયું ત્યારે તપાસ કરતાં નાસા ગઇ એમ માલુમ પડયું કે તુરત દાસીએ આવી તમામ હકીકત રાજાને કહી પણ રાજા હવે એની શોધ કયાં કરવી અને કયાં ગઇ હસે અગર એનો પતો કયાંથી મળેશે એવો વીચાર કરી શાન્ત થઇ બેસી રહયો. અહીં આગળ ચંપકમાળા જંગલના સુંદર સરોવર ઉપર બેઠી છે અને પાણી પીને પોતાની તરસ મટાડે છે.

એએવામાં એક નાગ કન્યા તે સરોવર ઉપર આવી પહોંચી અને ચંપકમાળાને જોઇ કહેવા લાગી કે હે દુઃખી બાળા આપ કોણ છો અને આ ભયંકર જંગલમાં કયાંથી આવો છો વિગેરે આપની તમામ હકીકત કહો તમારા દુઃખને દુર કરો. આવું નાગ કન્યાનું બોલવું સાભળી ચંપકમાળા વિચાર કરે છે કે આ ઉપકાર કરનાર નાગકન્યા ખરેખર મારા ભાગ્યે અહીં આવી ચડી છે માટે સાચી હકીકત કહી મારૂં દુઃખ દુર કરૂં આવો વીચાર કરી કહે છે કે હે બેન હું એક દુઃખી રાજકુમારી છું તેમ મારા માત પિતા અને મારા પતાથી વિખુટી પડી વરધમાન નગરના મહારાજાએ મારૂં હરણ કરી મને થોડા દીવસ કેદ કરી ત્યાંથી નાસી હું આ સરોવર પર પાણી પીવાને બેઠી છું એટલામાં આપનું પધારવું થયું દુઃખી ચંપકમાળાને જોઈ નાગ કન્યા કહે છે કે હે બેન તું મારી સાથે મારા ઇંદ્ર જેવા મહેલમાં ચાલ અને ત્યાં ખાઇ પી તારા દીવસો સુખમાં ગુજાર વળી જયારે તારો પતી તારી શોધમાં આવી તને ભેગો થાય ત્યારે તું તેમની

સાથે જજે પણ હાલ કંઇ ચીતા કરીશ નહિ હું એક નાગ કન્યા છું વળી મારાં માતપીતા એક માસથી મરી ગયા છે માટે આપણે બન્ને જણું સંપીને રહીશું અને સુખેથી દીવસો ગુજારશું નાગકન્યાનું વચન માની તુરત ચંપકમાળા પાતાળની અંદર ઇંદ્ર જેવા મહેલમાં દાખલ થઇ અને આનંદથી રહેવા લાગી.

---

# કુમાર કુંવરીની શોધમાં.

બીજે દીવસે કુમાર મહારાજા વીજયસીંહ પાસે આવી પોતાની મધુર વાણીથી કહેવા લાગ્યો કે હે ભુપાલ હજી સુધી રાજકુમારીનો પતો લાગતો નથી. માટે આપની આજ્ઞા લઇ હું થોડા દીવસમાં રાજકુમારીને લઇ અહીં આવું છું આવું કુમારનું બોલવું સાંભળી મહારાજા કહે છે કે હે કુમાર તમારૂં કહેવું બરોબર છે પણ એકલા જવું તેના કરતાં આપણા રાજમાંથી થોડું લશ્કર લઇ તમે રાજકુમારીની જલદી શોધ કરી લાવો આવું રાજાનું બોલવું સાંભળી કુમાર કહે છે કે અત્યારે લશ્કરની કંઇ જરૂર નથી કારણ કે હું નજીકમાં તપાસ કરી અને તેની શોધ કરી જલદી આવું છું. આવુ કુમારનું બોલવું સાંભળી મહારાજાએ તુરત રજા આપી એટલે કુમાર દોડતાં જંગલમાં આવી અને પલંગને હાથ અડાડયો કે તેને ઉપકારી દેવ તુરત આવી કુમારને કહેવા લાગ્યો કે હે ભાઇ આજે તું ઉદાસ કેમ છે અને તને કોણે હેરાન કર્યો અગર મહારાજાએ તારૂ અપમાન કર્યું વગેરે તારી જે હકીકત હોય તે જલદી કહી દે આવું દેવનું બોલવું સાંભળી રાજકુમાર કહે છે કે ભાઇ દુશ્મનોના ઉપર રહેમ

રાખનાર અને મને નવું જીવન આપનાર મને રાજ તરફથી કે લોકો તરફથી કંઇ નુકસાન નથી પણ કોઇ દુષ્ટ હરામખોરે રાજ કુમારીનું હરણ કર્યું છે તેથી હું આજે ઉદાસ છું આવું કુમારનું બોલવું સાંભળી દેવ કહે છે કે હે કુમાર એમાં ચીંતા કરવા જેવું છેજ નહિ રાજકુમારી ચંપકમાળા દરરોજ તારા નામની માળા જપતી આનંદમાં દીવસો ગુજારે છે તેમ તેના સીયળને ખંડીત કરવા વાળો હું કોઇ વીર યોધ્ધો જોતો નથી તેમ રાજ-કુમારીનો મેળાપ હું તને જલદી કરી આપું છું માટે તારી તમામ દીલગીરીને તજી દઇ ચાલ આ પલંગ ઉપર આવી જા એટલે આપણે રાજકુમારીના મુકામે પહોંચી જઇએ આવું દેવનું બોલવું સાંભળી કુમાર ઉમંગમાં આવી તુરત પલંગ ઉપર ચઢી બેઠો કે એકદમ પલંગ આકાશ માર્ગે જ્યાં સુંદર સરોવર છે અને જે ઠેકાણે ચંપકમાળા પાતાલમાં રહે છે તેજ સરોવર ઉપર આવી પહોંચ્યો અને પલંગ ઉપર મૂકી પોતે સરોવર આગળ જઇ પાણી પીવા બેઠો.

ત્યારબાદ રાજકુમારે પોતાનો વેશ બદલી એક યોગીનું રૂપ ધારણ કરી તે સરોવર અને જંગલની અંદર પોતે વીણા વગાડવી શરૂ કરી, એટલે વીણાના મધુર નાદથી એકદમ પાતાળની અંદર જ્યાં નાગકન્યા અને ચંપકમાળા આનંદથી વાતો કરે છે. એવામાં નાગકન્યા ચંપકમાળાને કહે છે હે ચંપકમાળા આકાશ પાતાળ અને મનોહર જંગલમાં રહેનાર પ્રાણીઓના દીલને ખુશ કરે એવો આ મધુરો અવાજ કયાંથી આવે છે માટે હે ચંપકમાળા ચાલ તઇયાર થા અને આપણે સરોવર ઉપર જઇ તપાસ કરીએ નાગકન્યાનું બોલવુ સાંભળી તુરત ચંપકમાળા અને નાગકન્યા

સરોવર ઉપર આવી પહોંચ્યા અને એક બાજુ ઉભા રહયા એટલે યોગીરાજ પોતાની વીણા બંધ રાખી એક ઝાડ નીચે બેસી ગયા એટલામાં નાગકન્યા અને ચંપકમાળા યોગીને પ્રણામ કરી તેઓના સામે બેઠા કે તુરત યોગીરાજે નાગકન્યાને કહ્યું કે હે વનદેવી આપ કોણ છો અને આપની જોડે આવેલી તમારી સાહેલી કોણ છે અને અઘોર જંગલમાં આપ કેમ રહયા છો વળી આપનાં માતપીતા ક્યાં છે વગેરે આપની ખરી હકીકત જણાવસો યોગીનું બોલવું સાંભળી નાગકન્યા કહે છે કે હે જગતમાં ફરનાર અને દરેક પ્રાણી ઉપર સરખો ભાવ રાખનાર બાળયોગી હું આ જંગલની અંદર સામેના મેદાનમાં એક ભોંયરું છે તે ભોંયરામાંથી અમારે પાતાળ લોકમાં જવાનો રસ્તો છે અને હું નાગકન્યા છું મારા માતા પીતા ગુજરી ગયાં છે વળી આ સાહેલી મારી સાથે છે તેનું નામ ચંપકમાળા છે તે મહારાજા વીજયસીંહની રાજકુમારી છે અને તે બાળાને કોઇ હરામજાદાએ હરણ કરી એક ડંડીઆ મહેલમાં નજરકેદ રાખી હતી ત્યાંથી આ બાળા નાસી છુટી મારી પાસે રહે છે અને પોતાના પતીની હંમેશાં રાહ જુએ છે પણ હજુ તેના પતીનો મેળાપ થયો નથી.

આ પ્રમાણે નાગકન્યા બોલી રહી કે તુરત રાજકુમારી યોગીને કહેવા લાગી કે હે યોગીરાજ આપે તરૂણ વયમાં જોગ શા માટે લીધો છે અને આપ કયાંના રહીશ છો અને આપનું અચાનક સરોવર ઉપર કયાંથી આવવું થયું વગેરે આપ તમામ હેવાલ આપનો આ દુખી બાળાને કહી બતાવશો.

રાજકુમારીનું વચન સાંભળી બાળ યોગીરાજ કહેવા લાગ્યા કે આ અસાર સંસારમાં કંઇ પણ સાર નથી; વળી

મનુષ્યોને રાત્રિદિવસ પાતાના પેટ વાસ્તે સાચું ખોટું બોલવું પડે છે. વખતે પોતાના સ્વાર્થ માટે પોતાનો ભાઇ હોય અગર બાપ હોય અગર પોતાનો મિત્ર હોય પણ તેમને વિશ્વાસ આપી ખોટા દીલાસો દઇવીના કારણે હેરાન કરવા પડે છે આ અસાર સંસાર પ્રભુ ભજન સીવાય અને તેમાં સંતોષ રાખ્યા વગર કોઇપણ ઠેકાણે સુખ નથી. વળી હું દરેક શહેર અને ગામ તેમજ જંગલે જંગલ ફરી અચાનક ફરતો ફરતો આ સુંદર સરોવરની હવાં ખાવા આવી પહોંચ્યો છું આવું યોગીરાજનું બોલવું સાંભળી ચંપકમાળા નમ્રતાપુર્વક કહે છે કે હે યોગીરાજ આજનો દીવસ મારી સાહેલી નાગકન્યાના ઇંદ્ર જેવા દેવતાઇ મહેલમા પધારી તેમજ આપ રસોઇ પાણી જમી ને આપ અમારી આશા સફળ કરશો.

રાજકુમારીનું બોલવું સાંભળી યોગી કહે છે કે હે બાળા અમારા યોગી લોકોને બેસવા ઉઠવા અગર ખાવા પીવાની દરકાર હોતી નથી તેસજ અમે કોઇ પ્રાણી સાથે સંબંધ રાખતા નથી, અમારે તો દેશ દેશની મુસાફરી કરી તેમજ તીર્થ યાત્રાઓ કરી અમારા આત્માને સુખ આપીએ છીએ તેમાં વળી કોઇ દીવસ અમને ભોજન મળ્યું તોય શું અગર ન મળ્યું તોય શું અગર બે માસની ભુખથી કદાચ અમારો પ્રાણ જાય તો પણ શું અમોને તે વાતતો હરખ શોક નથી. યોગીરાજનું બોલવું સાંભળી નાગકન્યાએ કહ્યું કે આપનું કહેવું બરાબર છે. પણ અમારી સાહેલી ચંપકમાળાના "કહેવાથી આપ અમારા મહેલે પધારી તુરત પાછા વળજો એટલે અમો આજે આ

દર્શનથી તેમજ અમારા મહેલે પધારવાથી અમને ઘણોજ આનંદ થશે.

બંને સાહેલીનો આગ્રહ જોઇ યોગીરાજ તુરત તે બાળાના મહેલ તરફ ચાલ્યા અને મસેલમાં આવી નાગકન્યાએ એક બીછાનું પાથરી આંપ્યું તે ઉપર યોગિરાજ બિરાજમાન થયા.

દેવતાઇ મહેલને નીરખતા બાળ યોગી કહેવા લાગ્યા કે હે નાગકન્યા આ તારી રીદ્ધી જોઇ હું આજે વીચાર કરૂં છું કે હું મૃત્યુલોકમાં દેશદેશ તેમજ ગામેગામ અને વળી જંગલેજંગલ તેમજ રાજા મહારાજાઓની પણ મુલાકાત કરેલી છે પણ કોઇ ઠેકાણે મારા જોવામાં કે સાંભળવામાં આ તારા જેવી દેવતાઇ રિદ્ધી મેં જોઇ નથી અહા શું તારા મહેલની કારીગરી શું તારા બાગ બગીચા, શું તારા બેસવાના સીંહાસન વગેરે વસ્તુઓ ઉપર નજર કરતાં મારા રદયને ખુશી ઉપજે છે તને આટલી આટલી રીદ્ધી મળ્યા છતાં શા માટે દુઃખી રાજકુમારીને તેં શરણે રાખી છે અને તેં જે એના ઉપર ઉપકાર કર્યો છે મોટાઇને છોડી દીધી છે નમ્રતા રાખી છે માટે હે નાગકન્યા હું એમ કહું છું કે ઈશ્વર તારો સદા જય કરે. અને હમેશાં હું તને એમ કહું છુ કે તારે ગરીબ માણસોને મદદ આપી હમેશાં તારે તારા આત્માને સંતોષ આપવો. આ પ્રમાણે યોગીરાજ વાત કહે છે એટલે નાગકન્યા યોગીરાજને બે હાથ જોડી કહે છે કે હે યોગી રાજ આપનું કહેવું સાચું છે અને આપના કહેવા મુજબ હું હમેશાં તે પ્રમાણે વરતીશ પણ હે યોગીરાજ આ મારી દુઃખી રાજકુમારી ચંપકમાળાનો પતી ક્યારે મળશે અને તેના દુઃખ

નો અંત હજી ક્યારે આવશે તે કૃપા કરી અમને કહેશો. આવું નાગકન્યાનું બોલવું સાંભળી યોગીરાજ કહે છે કે હે નાગકન્યા તે વાતની તું ચીંતા કરીશ નહી ચંપકમાળાનો પતિ હું જ્ઞાનબળથી જોઇ એમ કહું છું કે આજથી ત્રીજે દીવસે આ સુંદર સરોવર ઉપર આવી પહોંચશે. અને રાજકુમારી ચંપકમાળાને ભેગો થઇ તેમજ તેની સાથે લઈ જઇ તેના દુઃખને દુર કરી તેમજ ઘણા દિવસથી રાજકુમારીનો વિયોગ થવાથી અને તેની શોધ કરતાં રાજકુમારી આજે મળી આવી એમ વીચાર કરી પોતે ઘણોજ ખુશી થશે, આ પ્રમાણે ચંપકમાળાએ યોગીના મુખથી પોતાના પતીના સમાચાર સાંભળી તેમજ પતી વીયોગ એક બે દીવસનો છે ત્યાર બાદ મારા પતી મને મળશે એવી આશાથી પોતાના દીલની અંદર જે દુઃખ હતું તે એકદમ દુર કરી યોગીરાજને પ્રણામ કરી નાગકન્યા બેસી ગઈ, આ પ્રમાણે નાગકન્યા ચંપકમાળા અને યોગીરાજ ત્રણે જણાં વાત કરી ચીત કરે છે એટલામાં નાગકન્યા કહેવા લાગી કે હે બાઇ આજે ઇંદ્ર મહારાજના દરબારમાં મારે નાચ કરવાનો આજનો દીવસ છે અને સમય થવા આવ્યો છે માટે આપ ઇંદ્રના દરબારમાં જવા, માટે જલદી તઇયારી કરો આ પ્રમાણે દાસી વાત ચાલી ગઇ કે નાગકન્યા યોગીરાજને કહેવા લાગી કે હે પ્રભુ આજે મારી દાસીનો ઇંદ્ર મહારાજના દેવતાઇ દરબારમાં નાચ કરવા જવાનું છે અને તેની સાથે હું અને મારી સાહેલી ચંપકમાળા બન્ને જણાં તેની સાથે જવાના છીએ તો આપ એમને તે નાચ જોઈ અને તે નાચ જ્યારે પુરો થશે ત્યારે મહારાજા તુરત પોતાના સીંહાસન ઉપર બીરાજમાન થયા

નાગકન્યાની દાસી જેનું નામ મેણુકા હતું જેનો એટલે તુરત પોતાના સીહાંસન ઉપર બીરાજમાન થયા એટલે તુરત નાચ કરવાનો વારો છે તે મહારાજા ઇંદ્રને પ્રણામ કરી પોતાનો નાચ શરૂ કર્યો એટલે તુરત નાગકન્યાએ પોતાની વીણા વગાડવી શરૂ કરી આવો મેણુકાનો અજબ નાચ તેમ નાગકન્યા ની વીણાથી સભાના તમામ દેવો ચકીત થઇ ગયા અને અંદર અંદર વાતો કરવા લાગ્યા કે અહા શું મેણુકાનો નાચ મેણુકાની ચાલાકી એની ચાલવાની છટા આવો નાચ ઇંદના દરબારમાં કોઇ વખત થયો નથી આવો અજબ નાચ જોઇ તમામ દેવોએ પોતાની શકતી મુજબ મેણુકાને સરપાવ આપ્યો એટલે મેણુકા મહારાજા ઇંદ્રની પાસે આવી ઉભી રહી કે તુરત મહારાજાએ મેણુકાને એક અમુલ્ય ઝાંઝર ઇનામમાં આપ્યું તે ઝાંઝર લઇ મેણુકાએ તુરત પોતાના પગમાં ઘાલી દીધું અને નાગકન્યા જોડે વાત કરવા લાગી એટલામાં અંતરીક્ષ સંતાઇ રહેલા યોગીએ ગુપ્તપણે મેણુકાના પગમાંથી ઝાંઝર કાઢી લઇ તુંરત પોતે જંગલમાં આવી ઝાંઝર સંતાડી તુંરત નાગકન્યાના મહેલમાં આવી ગયો અને નીંદ્રાને સ્વાધીન થઇ ગયો અહીં આગળ નાગકન્યા અને રાજકુમારી વગેરે દરબાર વેરાઇ ગયો કે તુરઇ પોતાના મુકામે આવી પહોંચ્યા અને આવીને જુએ છે તો યોગીને ભર નિદ્રામા સુતેલો જોયો કે તુરત નાગકન્યાએ આવી યોગીરાજને કહ્યું કે હે તરૂણ તપસ્વી આપ ઉઠો અને પ્રભાતનો સમય થવા આવ્યો છે આવું નાગકન્યાનું બોલવુ' સાંભળી તુરત યોગીરાજ નીદ્રામાંથી જાગી પાણી લઇ પોતાનું મોં ધોઇ નાગકન્યાને કહેવા લાગ્યો કે હે નાગકન્યા શું તમે

અમે અહીં પાછાં આવીશું તો ત્યાં લગી આપ સુખેથી અહીં બેસી હરીજન કરશો આવું નાગકન્યાનું બોલવું સાંભળી યોગીરાજ કહે છે કે હે નાગકન્યા આપના જવાથી મારે તો કોઇ જાતની હરકત નથી અને ઉલટું મને નીરાંત મળી એથી હરીભજન કરવામાં મને હરકત પડશે નહિ માટે આપ એ કામ જલદી કરો પણ હે નાગકન્યા આ દેવતાઇ નાચમાં આ મુત્યુંલોકનું માણસ જે તારી ચંપકમાળા સાહેલીને તું કેવી રીતે લઈ જઇશ એ મને નવાઇ લાગે છે. ત્યારે નાગકન્યા યોગીને કહેવા લાગી કે મારી પાસે રૂપ અદલ બદલ કરવાની એક ચમત્કારીક ગોળી છે તે ગોળી મોંમા રાખવાથી રૂપનો ફેરફાર થાય છે અને કોઇ જાણી શકતું નથી. આ પ્રમાણે નાગકન્યા યોગીરાજને કહી તુરત ત્રણે જણાં મહેલમાંથી નીકળી પોતાના વીમાનમાં બેસી ઇંદ્ર મહારાજાના દરબારમાં આવી પહોંચ્યા હવે આંહી આગળ રાજકુમાર યોગી વેષે વિચાર કરે છે કે લાવ હું પણ મારા દેવતાઇ પલંગ ઉપર બેસી ઇંદ્ર મહારાજાના દરબાર અને નાચ કેવો છે અને તેનો દેખાવ કેવો છે વગેરે તમામ દેખાવ જોઈ આવું કારણ કે આવો સમય ફરી હાથ આવે તેમ નથી માટે આ તકે બેસવામાં તેમજ આળસ રાખવામાં હવે જરૂર નથી આવો વીચાર કરી તુરત પલંગ પાસે આવી દેવ અને રાજકુમાર અંતરીક્ષ તુરત ઇંદ્રના દેવતાઇ દરબારમાં આવી પહોંચ્યા અને ગુપ્ત સ્થળે બેસી ગયા હવે અહીં આગળ ઇંદ્રના દરબારમાં તમામ દેવો અને દેવીઓ આવી પોત પોતાના આસને બેસી ગયાં છે એટલામાં મહારાજા ઇંદ્રની સ્વારી જોતજોતામાં આવી પહોંચી કે તુરત છડીદારે મહારાજાને નેકી પુકારી ઇંદ્ર

ગઇ કાલે ઇંદ્રના દરબારમાં નાચ કરી આવ્યા અને મહારાજા એ નાચ જોઈ તમોને કંઇ પણ સીરપાવ આપ્યો કે નહિ ? આવું યોગીરાજનું બોલવું સાંભળી નાગકન્યાએ તુરત પોતાની દાસી મેણકાને બોલાવી કહ્યું કે હે મેણુકા ગઇ કાલે રાત્રે ઇંદ્ર મહારાજાના દરબારમાંથી તારા અજબ નાચથી જે હજારો દેવો ચકીત થઇ ગયા હતા અને મહારાજા ઇંદ્ર તરફથી અને તમામ દેવો તરફથી જે ભેટ મળી છે તે તમામ ચીજો લાવી યોગીરાજને દેખાડ આવું નાગકન્યાનું બોલવું સાંભળી તુરત મેણુકાએ દેવોએ આપેલી તમામ ચીજો રજુ કરી અને યોગીરાજને દેખાડી અને મહારાજા ઇંદ્રની અમુલ્ય ભેટ જે પગના અંગુઠે નાખી હતી તે જોવામાં આવી નહિ કે તુરત મેણુકા આમ તેમ ફાંફા મારવા લાગી એટલે નાગકન્યા મેણુકાને કહે છે કે તુ શું જુએ છે અને આમ ફાંફાં શા માટે મારે છે. ત્યારે મેણકાએ કહયું કે બાઇ ઇંદ્ર મહારાજની અમુલ્ય ભેટ મને બક્ષીસ મળેલી તે ભેટનું નામ એક ચમત્કારી ઝાંઝર હતું તે ઝાંઝર મે મારા પગે નાખ્યું હતું તે કોણ જાણે કયાં ગયું અગર પડી ગયું કે દેવતાના દરબારમાં કોઇએ કાઢી લીધું આ કારણથી હું આમતેમ ફાંફાં મારૂં છું અને વિચાર કરૂં છું એટલે નાગકન્યા બોલી કે હે સખી હવે આ કીમતી ઝાંઝરનો પતો મળવો મુશ્કેલ છે વળી તેની તપાસ પણ કયાં કરવી અને ઝાંઝર વિશે કોને કહેવું માટે હવે એ વાતનો શોક મુકી તારા કામે વળગી જા આવું નાગકન્યાનું બોલવું સાંભળી મેણુકા રડવા લાગી અને ઉદાસ થઇ બેસી રહી કે તુરતજ રાજકુમારી ચંપકમાળાએ બે હાથ જોડી યોગીરાજને પુછ્યું કે હે મહારાજ આપ આપની જ્ઞાનદષ્ટિથી તપાસ

ફરી આ મેણુકાનું ઝાંઝર દેવલોકમાંથી અગર કોઈ પણ ઠેકાણે થી મેળવી આપી તેના દુખી આત્માને સંતોષ આપો. આવું રાજકુમારીનું વચન કબુલ કરી યોગીરાજે નાગકન્યાને કહ્યું કે બહુ સારૂ હે રાજકુમારી આવતી કાલે સુંદર સરોવર ઉપર તમે અને નાગકન્યા અને આ મેણુકા એ ત્રણે ભેગા થઇ આવજો અને હું અહીંથી તમારી રજા લઇ મારા તપના પ્રભાવથી તમામ દેવતા લોકોને બોલાવી અને તેમને પુછી તમારા તે ખોવાએલા ઝાંઝરનો હાલ તપાસ કરીને ઝાંઝર લાવી નાગકન્યાને થએલા દુખને મટાડી તેને સંતોષ આપીશ માટે બોલ હે નાગકન્યા હવે મને અહીંથી જવાની રજા દે એટલે તુરત નાગકન્યાએ યોગીરાજને પ્રમાણ કરી જવાની રજા આપી કે તુરત યોગીરાજ સરોવર ઉપર આવી પોતાની વીણા વગાડવી શરૂ કરી અને થોડો વખત જવા દઇ તુરત પોતે ધ્યાનમાં બેસી ગયા.

આણી તરફથી નાગકન્યા પોતાની દાસી મેણુકાને અને ચંપકમાળાને લઇ યોગી પાસે આવી પ્રણામ કરી તેમના સામી બેસી ગઇ કે તુરત યોગીએ નાગકન્યાને કહ્યું કે નાગકન્યા હવે તુ અમારી છેલી હકીકત સાંભળી લે કારણ કે હવે હું આવતી કાલે આ સરોવરને મુકી બીજે ગામ જવાનો છું કારણ કે અમે જોગી લોકો એક ઠેકાણે કાયમ વાસ કરી રહેતા નથી માટે તમોએ અને રાજકુમારી ચંપકમાળાએ મારા ઉપર ઉપકાર કર્યો છે તેનો ઉપકારના બદલામાં હું આપની પાસે માફી માગું છું વળી ગઇ કાલે તમારૂ ઝાંઝર ખોવાએલું તે તપાસ કરતાં આ સરોવરની ડાબી બાજુએ સામે લાગેલા પથર આગળ પડી ગયું છે ત્યાં જઇ તમારૂ ઝાંઝર લઇ લો વળી હે રાજકુમારી તારો

પતી આજે હમણા તને લઈ જવા આવે છે માટે તું પણ સોચ કર નહિ આ પ્રમાણે જોગીરાજએ ત્રણ સાહેલીઓને સમજણ પાડી પોતે નાગકન્યાની રજા લઇ સરોવર ઉપર પાણી પીવા માટે ગયો અને પોતાનું અસલ રૂપ ધારણ કરી બુમ મારી કહેવા લાગ્યો કે હે રાજકુમારી ચંપકમાળા તારા વીયોગે મારી સુધ અને સાન જતી રહી છે તેમજ રાત્રી દીવસ મને તારા સીવાય ખાવું-પીવું સુવું વગેરે કંઇ પણ ગોઠતાં નથી અને તારી શોધમાં ને શોધમાં હું છેવટે આ સરોવર ઉપર આવી પોકાર કરી રહ્યો છું કે હે રાજકુમારી તું આજે મને નહી મળે તો જરૂર આ રાજકુમાર એક કલાકમાં પોતાના પ્રાણને પરલોક પહોંચાડી દેશે આવું કુમારનું બોલવું સાંભળી ચંપકમાળા નાગકન્યાને સાથે લઇ પોતાના પતી જેવો અવાજ આવવાથી એકદમ રાજકુમાર પાસે આવી પહોંચી અને તેમને ઓળખી બે હાથ જોડી ઉભી રહી અને કહેવા લાગી કે હે પ્રાણનાથ ઘણા દીવસના વીયોગથી આપની માળા જપતી આપની દાસી આપની પાસે ઉભી છે એટલે તુરત રાજકુમારે પોતાની પ્રિયા ચંપકમાળાને જોઇ આનંદ પામ્યો અને કહેવા લાગ્યો કે હે બાળા આજે આપણે આપણા દેશ જવાનું છે માટે હવે તારી ઇચ્છા હોય તે જણાવી દે પતીનું વચન સાંભળી ચંપકમાળા કહે છે કે હે પ્રાણનાથ આ નાગકન્યાએ મારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે માટે તેમને પુછી જે કંઇ જોઇએ તે આપી અહીંથી આપણે આપણા વતનમાં ચાલ્યા જઈએ આવું ચંપકમાળાનું બોલવું સાંભળી કુમાર નાગકન્યાને કહે છે કે હે નાગકન્યા આપના ઉપકારનો બદલો મારાથી આપી શકાય તેમ નથી માટે કહો આજે હું આપને શું વસ્તુ આપી તમારા રૂણમાંથી મુક્ત થાઉં આવું કુમારનું બોલવું સાંભળી નાગ

કન્યા કહે છે કે હે કુમાર તારી ઉદારતા જોઇ હું તારા ઉપર પ્રસન્ન થઇ છુ માટે મારે કંઇ પણ વસ્તુની ઇચ્છા નથી છતાં તારા પ્રમાણીકપણાથી અને ચંપકમાળાના સ્નેહથી હું તને આ એક મણી આપું છું તે લઇ તું સુખી થા આ મણી ગમે તેટલા પુર જોસમાં એટલે નદીમાં અગર દરીઆમાં પાણી આવ્યું હોય તો આ મણી અડકવાથી તે પુર ઉતરી જાય છે બસ હવે સુખે ચંપકમાળાને લઇ તું તારા દેશમાં ગમન કર પણ હે રાજકુમાર અહીં એક જોગી આવ્યા હતા તે કયાં ગયા રાજકુમાર કહે છે કે હે નાગ કન્યા તે જોગી હું અને આ જંગલમાં તમારા ઝાંઝરનો પત્તો લાવનાર હું હતો આવું નાગકન્યાને સઘળું વૃત્તાંત કહી કુંવર અને કુંવરી બન્ને જણાં પલંગ ઉપર બેસી ગયા.

---

## મહારાજા વીજયસીંહને ચીંતા.

હવે અહીં આગળ મહારાજા વીજયસીંહ દરબાર ભરી બેઠા છે અને તે પોતાના તમામ લશકરને એકદમ ભેગુ કરવા દીવાનને હુકમ કરી રહ્યા છે અને રાજના તમામ માણસોને પોતે દીલગીરીથી કહેવા લાગ્યા કે હે મારા શુરવીર યોદ્ધાઓ! તેમજ નગરના ભવ્ય લોકો હજુ સુધી રાજકુમારીનો કોઇ પણ દેશથી અગર ગામથી કે જંગલમાંથી પતો લાગતો નથી અરે શું રાજકુમારી આ પૃથ્વી ઉપર છે કે નહી અને છે તો કયા સ્થળે છે તેની શોધમાં આપણા તમામ લશ્કરને તઇયાર કરો વળી રાજકુમાર કુંવરની શોધમાં ગયા તે હજુ સુધી આવ્યા નહિ અરેરે દેવ તેં આ શો

જુલમ મારા ઉપર ગુજારવા માંડયો છે કે મારી નીર અપરાધી રાજકુવરી તેમજ રાજકુમારને એકદમ ગુમ કરી દીધો આવો વીચાર કરી મહારાજા વીજયસીંહ ઉદાસમાં બેઠા છે અને તમામ લશ્કર લઇ દીવાન સાહેબ મહારાજાને કહેવા આવ્યા કે હજુર આપની આજ્ઞા કહેવા મુજબ તમામ લશ્કર આપના હુકમની રાહ જોઈ રહયું છે એટલે મહારાજા દીવાનની જોડે વાતો કરે છે કે આ પણ તમામ લશ્કરને દરેક ઠેકાણે તપાસ કરાવી અને રાજકુમારી તથા કુવરને શોધી લાવી જલદી અહી આવવું વળી કોઈ ઠેકાણે રાજતરફથી અડચણ અગર હરકોઇ જાતનું વીઘ્ન આવવાનું હોય તો તુરત ખેપીઓ મોકલી અહીંથી વધારે લશ્કર મંગાવી લેવું આવો વીચાર દીવાન અને મહારાજા કરે છે એટલામાં રાજકુમાર અને રાજકુમારી પલંગ ઉપર બેસી જોત જોતામાં તેજ નગરના બાગમાં આવી પહોંચ્યા અને તુરત મહારાજા વીજયસીંહના ભરાયેલા આજના દરબારમાં મહારાજા વીજયસીંહ પાસે આવી ઉભા રહયાં કે તુરત રાજાએ પોતાની કુંવરી તથા કુંવરને જોઇ ભેટી પડયા અને પોતાની પાસે બેસાડી તમામ પોતાના દુખનો હેવાલ પુછી લીધો અને આજે જે દરબાર શોકનો ભરાયેલો હતો તેજ દરબાર આનંદમય લાગવા માંડયો અને નગરના તમામ લોકો ખુશી થઇ ગયા અને દરબાર તુરત બંધ કરી મહારાજા કુંવર અને કુંવરીને લઈ પોતાના મહેલમાં પહોંચ્યા અને રાણીને બોલાવી કુંવર અને કુંવરીને સોંપી મહારાજા ભોજન કરવા ગયા આંહી આગળ રાણી રાજકુમારી તથાં રાજકુમાર ત્રણે મળી પોતાના દુખની હકીકત કહી નીરાંતે બેઠા છે એટલે રાંજકુમાર દેવદત મહારાણીને કહેવા લાગ્યા કે હે

મહારાણી હવે આવતી કાલે અમે અમારા દેશમાં જવાના છીએ કારણ કે આંહી મને ઘણા દીવસ થઇ ગયા તેથી મારા પીતા અને માતુશ્રી સોક કરતા હશે માટે હવે આવતી કાલે જરૂર અમારા દેશ ચાલ્યા જઇસું રાજકુમારનું બોલવું સાંભળી તુરત રાણીએ મહારાજાને સંઘળી વાત કહી અને રાજકુમારીને જે કાંઇ આપવું હતું તે આપી જવાની આજ્ઞા આપી કે તુરત રાજકુમાર અને રાજકુંવરી મહારાજાને પ્રણામ કરી એકદમ પલંગ પાસે આવી પહોંચ્યા અને તુરત પલંગ ચલાવવા માંડયો કે જોતજોતામાં પલંગ પોતાના ચંપા નગરના જંગલમાં આવી પહોંચ્યો અને ત્યાંથી બંને જણા પલંગ લઇ તુરત પોતાના મહેલમાં આવી ગયા અને પોતાના માબાપને મળી તેમને તમામ હકીકત કહી આનંદથી બન્ને જણાં દીવસો ગુજારવા લાગ્યા.

# પલંગની પહેલી પુતળી બોલે છે

રાજકુમાર દૈવત જેવો પલંગની પાસે આવી બેસવા જાય છે કે એકદમ પુતળી કુમારને કહે છે કે હે કુમાર તું ઉતાવળ કર નહિ તેમજ સાહસકર નહિ પણ હું તને એક ચમત્કારી વાર્તા કહી બતાવું તે ઉપર તું ધ્યાન આપ એક અંધેરી નગરીમાંગાંડુ રાજા રાજ કરતો હતો તેને એક પ્રભાવતી કરીને રાણી હતી પ્રભાવતીને એક ચંદ્રપ્રભા કરીને રાજકુમારી હતી રાજા એક દીવસ પોતાની કુંવરીના વેવીસાળ જોઇ તમામ ઠેકાણે અને દેશો-દેસ જોષી લોકોને વીદાય કર્યા કેટલાક દીવસ પછી તમામ જોષી

લોકો આવી રાજાને કહેવા લાગ્યા કે હે નૃપતી અમો ગામે ગામે ફરી આવ્યા પણ કુંવરીના વેવીશાળ વીસે હાલ ચંદ્રનગરમાં ગરધવસેન રાજા રાજ કરે છે વળી તે રાજા જેવો બુદ્ધીસાળી, રૂપવાન હીમતવાળો ત્રીલોકમાં એક પણ રાજા નથી તો આવા ગુણવંત રાજા ગરધવસેનને આપની રાજકુમારી પરણાવી આપણા રાજ્યની વૃદ્ધી કરો આવું જોષી લોકોનું બોલવું સાંભળી તુરત મહારાજાએ દીવાનને બોલાવી એકાએક કાગળ લખાવી તુરત જોષીને આપી ચંદ્રનગરના મહારાજા ગરધવસેન પાસે મોકલ્યો જોષી દર મજલ કરતો કરતો કેટલાક દીવસે ચંદ્રનગરમાં આવી રાજદરબારમાં જઇ તુરત પત્ર કાઢી મહારાજા ગરધવસેનના હાથમાં આપી દીધો રાજાએ કાગળ વાંચી તુરત જોષીને ઇનામ આપી વીદાય કર્યો અને પોતે લગનની તઇયારી કરી એકદમ મહારાજા ગંડુના શહેરમાં આવી પહોંચ્યા એટલે તુરત છડીદારે આવી ગંડુરાજાને ખબર આપી કે તુરત રાજા ગરધવસેનના માટે ઉતારાની તેમજ ખાવા પીવાની તજવીજ કરવા માંડી અને તેજ રાત્રે મોટા ખરચે અને મોટી ધામધુમથી ગંડુરાજાએ પોતાની કુંવરી ચંદ્રપ્રભાને પરણાવી દીધી બે ચાર દીવસ પછી જાન વીદાય કરી સર્વ કોઇ પોત પોતાના કામે વળગી ગયા, હવે આ ગંડુ રાજાના રાજમાં એવો ઠરાવ છે કે તમાંમ ચીજ જેવી કે બાજરી ઘઉં મગ અડદ ચોળા તલ તેલ ઘી વગેરે દરેક વસ્તુ ત્રણ પઇસાની શેર લેખે વેચાય છે ગમે તો ખાજા લો અગર ત્રણ પઇસાનું એક શેર ઘી લો આવો વેપાર મહારાજાના રાજમાં ચાલે છે પણ તેના રાજમાં ચોરી અન્યાય કે લુંટફાટનું નામ થતુ નથી આ પ્રમાણે તેના નેકી રાજમાં એક સંકર કરીને કુંભાર

હતો તેની પાસે બારસો ગધેડા હતાં અને તે ગધેડાનો સેનાપતિ એક જબરજસ્ત ગધેડો કે જેના ચાલવાથી ઘોડો પણ થાકી જાય ભાર ઉચકવામાં ઉંટ પણ હારી જાય અને તેના ખોરાક આગળ હાથી પણ પાછો હઠી જાય આવો જબરજસ્ત સેનાપતીનું નામ ગરધવસેન રાખવામાં આવ્યું હતું શંકર કુંભારની પાસે ગરધવસેન સેનાપતી હોવાથી તે ગામના તમામ લોકો તેને ઓળખતા હતા અને બહાર ગામમાંથી અનાજ સાક વગેરે લાવવું હોય તો તેનેજ કહેતા હતા આથી શંકર કુંભારની કીરતી દેશોદેશ અને ગામોગામ હતી જ્યાં જાય ત્યાં કોઇ તેને ઓળખ્યા વગર રહે નહી એક દીવસ દીવાન સાહેબ શંકર કુંભારને બોલાવી કહે છે કે હે શંકર તું આવતી કાલે આપણા રાજમાંથી એક હજાર મણ દાણો લઈ મહારાજા ગરધવસેનને આપી આવ અને તેમની ખુસીની ખબર લઇ જલદી આંહી આવી જા આવું દીવાનનું બોલવું સાંભળી શંકર કુંભાર કહે છે કે હે દીવાન સાહેબ એમાં ભારે શું કામ છે આપના કહેવા મુજબ અત્યારે જ હું મારી તમામ ફોજ લઇ અને મારા સેનાપતી ગરધવસેનના ઉપર આ ધઉંની ગુણો ચઢાવી આંહીથી જલદી રવાને થાઉ છું આ પ્રમાણે સંકર કુંભાર દીવા-નની રજા લઇ પોતે ઘેર જઇ તમામ ફોજ લઇ કેટલાક દીવસે રાજા ગરધવસેનના દરબારમાં આવી સલામ કરી મહારાજા ગંડુના દીવાનના હાથની ચીઠી આપી ઉભો રહયો કે ચીઠી વાંચી તુરત રાજા ગરધવસેન પોતાના છડીદારને કહે છે કે આ શંકર કુંભાર ની લાવેલી ધઉની ગુણો આપણા મહેલમાં નંખાવી તેમને સારૂ ઇનામ આપી ધઉં મળ્યાની એક યાદી તેને આપી વીદાય કરજે રાજાનો હુકમ થતાં છડીદારે સંકર કુંભારને ઇનામ અને ધઉંની

પહોંચ આપી વિદાય કર્યો કે કેટલા દીવસ પછી શંકર ગંડુરાજા પાસે જઇ પહોંચ બતાવી તમામ હકીકત કહી પોતાને ઘેર આવ્યો આ પ્રમાણે શંકર કુંભાર રાજનાં કામ કરવાથી તેને દેસદેશના લોકો સારી પેડે ઓળખવા લાગ્યા અને તેના બોલવા ઉપર પુરણ ભરંસો રાખવા લાગ્યા તેમજ તેના પ્રમાણીક પણાથી પોતાની નાતના પણ શેઠ તરીકે ઓળખાતો હતો હવે એક દીવસ સંકર થોડું અનાજ લઇ પોતાના સેનાપતી ગરધવસેનને લઇ બહાર ગામ વેપાર કરવા સારૂ ગયો હતો અને ગામે ગામ પોતાનો માલ વેચી પાછો ફરતો હતો એવામાં દૈવયાગે તેના સેનાંપતી ગરધવ-સેનની તબીયત બગડવા માંડી એથી સંકર તુરત પોતાના ઘેર જલદી પાછો આંવ્યો ત્યારે ગામના લોકો સંકરને પુછવા લાગ્યા કે અરે સંકર આજ કાલ કેમ જણાતો નથી અને એવું શું ભારે કામ કરી રહયો છું ત્યારે સુંદર કહે છે કે હે નગરના લોકો ગરધ-વસેનની તબીયત દીવસે દીવસે બગડતી જાય છે માટે હાલ તે ચીંતામાં છું આં પ્રમાણે શંકર લોકોને કહી દીલગીર થતો હતો દીવસે દીવસે સંકરના સેનાપતીનો એટલે ગરધવસેનની તબીયત તદન બગડવા માંડી અને આજ મરે અગર કાલે મરે એવી દશા થઈ પણ વીનાસ કાળે વીપરીત બુદ્ધિ જ્યારે માણસોના પ્રાણ નજીક આવે છે ત્યારે બુદ્ધિ ફરી જાય છે આપણા સેનાપતીની બુદ્ધી બગડી ગઇ અને જોત જોતામાં ગરધવસેન મરણને શરણ થઇ ગયા એટલે તુંરત સંકર કુંભાર પોકેપોક મૂકી રડવા લાગ્યોં એટલે એની નાતના તમામ માણુસો ભેગા થઇ તે પણ રડવા લાગ્યા કોઇ શંકર કુંભારને ધીરજ આપવા લાગ્યા આ પ્રમાણે આંહી સોર બકોર થાય છે અને હજારો કુંભાર લોકો ભેગા

ચએલા છે એવામાં અકસ્માત રાજમાં એક વાસણની જરૂર પડી તે લેવા માટે રાજાએ દીવાનને આજ્ઞા કરી અને દીવાન સાહેબે તુરત કોટવાલને આજ્ઞા કરી કે કોટવાલ તુરત વાસણ લેવા માટે જલદી શંકર કુંભારના ઘર નજીક આવી પહોંચ્યો પણ આંહી રૂદનના શબ્દ સાંભળવાથી શંકરને કોટવાલ પુછે છે કે હે શંકર આજે આ શોરબકોર શાનો છે ત્યારે શંકર કોટવાળને ધીરેથી કહેવા લાગ્યો કે હે કોટવાળ આજે ગારધવસેન ગુજરી ગયા તેમની દીલગીરી માટે આ તમામ મહાજન ભેગુ થયુ છે આવું સંકરનું બોલવું સાંભળી કોટવાળ ત્યાંથી એકદમ નાઠો અને પોતાના ઉપરી જમાદાર સાહેબને વાત કરી કે ગરવધસેન ગુજરી ગયા કોટવાળનું બોલવું સાંભળી જમદાર ફોજદાર પાસે ગયા અને ફોજદાર દીવાન સાહેબ પાસે ગયા અને દીવાન મહારાજા ગંડુની પાસે ઉદાસ ચહેરે આવી બે હાથ જોડી કહે છે કે હે નૃપતી આજે ગજબ થયો અને ગરધવસેન ગુજરી ગયા આટલું સાંભળતાં ગંડુરાજા એકદમ રોતો ધરતી ઉપર પડી ગયો અને ભયંકર રૂદન કરવા લાગ્યો એટલે રાજાના તમામ અમલદારોએ આવી ગંડુરાજાને શાન્તા આપવા લાગ્યા આણી તરફ માહારાજાની રાણીને ખબર પડતાં એકદમ ગાભરી બની ગઇ. અરેરે મારૂ કીસમત ફુટી ગયું કે ગરધવસેન ગુજરી ગયા આવી રીતે રાજમાં ઉદાસીનાં ચીન્હ માલુમ પડવાથી અને નગરના લોકોને ગરધવસેન ગુજરી ગયા એવી ખબર પડવાથી શહેરમાં હડતાલ પાડવામાં આવી અને રાજના તમામ અમલદારોએ તેમજ મહારાજા ગંડુએ મૂછો ઉતરાવી નાંખી અને ગમેઆમ કાગળ લખી દીધા પ્રમાણે એક દીવસ બે દીવસ જતા રહ્યા એટલે મહારાજા ગરધવસેનના સજા-

માંથી દીવાન સાહેબ મહારાણી ચંદ્રપ્રભાને લઇ પોતાના પીતા ગંડુ રાજાને ત્યાં લઇ આવી પહોંચ્યા અને ચંદ્રપ્રભાને પોતાના પીતા પાસે મોકલી દીધી ચંદ્રપ્રભાને જોતાં મહારાજા તુરત કહેવા લાગ્યા કે હે કુંવરી ગરધવસેન અચાનક ગુજરી ગયા તેનું શું કારણ? શું તેમને કંઇ રોગ હતો કે એકદમ આ દશા થઇ ચંદ્રપ્રભા પોતાના પીતાના વચન સાંભળી છક થઇ ગઇ અને પીતાને કહેવા લાગી કે હે પીતાજી આજે તમને સનીપાત થયો છે કે તમારૂ મગજ ઠેકાણે નથી મહારાજા ગરધવસેન તો સુખશાંન્તીથી પોતાનું રાજ ચલાવે છે અને તેમની પાસેથી રજા લઇ આજે તમોને મળવા માટે આવી છું આવું પોતાની કુંવરીનું બોલવું સાંભળી એકદમ ગંડુરાજા ક્રોધમાં આવી ગયો અને છડીદારને બોલાવી એકદમ દીવાન સાહેબને જલદી મારી પાસે બોલાવી લાવો એવો હુકમ કર્યો મહારાજાનો હુકમ થતાં તુરત છડીદાર દીવાન સાહેબ વીચારમાં પડયા કે એવું સું જરૂરનું કામ હશે કે એકદમ મહારાજાએ છડીદારને મારી પાસે મોકલ્યો આવો વીચાર કરી તુરત દીવાન સાહેબ મહારાજાની પાસે આવી પ્રણામ કરી ઉભા રહ્યા.

મહારાજાએ દીવાન સાહેબને પુછ્યું કે હે દીવાન સાહેબ ગરધવસેન ગુજરી ગયા એવું તમોએ સાથી જાણ્યું આવું મહારાજાનું બોલવુ સાંભળી દીવાન સાહેબ કહે છે કે હે ભુપાળ મને તો જમાદાર સાહેબે ખબર આપી હતી આવું દીવાનનું બોલવું સાંભળી તુરત જમાદાર સાહેબને માણસ મોકલી બોલાવ્યા અને પુછ્યુ કે હે જમાદાર સાહેબ ગર્ધવસેન ગુજરી ગયા એવું તમોએ સાથી જાણ્યું જમાદાર સાહેબ કહે છે કે હે મહારાજા મને તો હવાલદાર સાહેબે

કહ્યું હતુ જમાદારનુ બોલવું સાંભળી તુરત હવાલદારને બોલાવી પુછી જોયું ત્યારે હવાલદાર કહે છે કે હે સરકાર મને તો કોટવાળ સાહેબને ખબર દીઆથા ત્યારે કોટવાળને બોલાવી પુછી જોયું એટલે કોટવાળ મહારાજાને હાથ જોડી કહે છે કે હે નામદાર મને તો આપણા શંકર કુંભારે કહ્યું હતું ત્યારે મહારાજાએ તુરત શંકર કુંભારને બોલાવ્યો અને રાજા કહેવા લાગ્યો.

રાજા–હે શંકર કુંભાર તેં રાજનો મોટો ગુનો કર્યો છે.

કુંભાર–હે મહારાજા હું દુશમન ઉપર રહેમ રાખું છું તો રાજનો ગુનો મારાથી બનેજ કેમ.

રાજા–ત્યારે હું શુ જુઠ્ઠુ બોલુ છું.

કુંભાર–વગર વિચાર્યું ભાષણ કરવાથી ભવીષ્યમાં નુકશાન કરેછે

રાજા–યારે તુ શું પ્રમાણીક છે.

કુંભાર–હા મેં મારી જીંદગીની અંદર કોઈ પણ માણસને એક પણ અક્ષર જુઠાનો કહયો નથી.

રાજા–ત્યારે શુ ગર્ધવસેન મરી ગયા એ વાત સાચી.

કુંભાર–એમાં શું પુછવા જેવુ છેજ કયાં ? અને એમના મરણની વાત તો આપણા નગરના તમામ લોક જાણે છે.

રાજા—ગર્ધવસેન મરી ગયા એવા પ્રથમ સમાચાર તને કોણે આપ્યા.

કુંભાર—સાહેબ એમાં આટલી બધી પડપુછ શા માટે કરો છો અને તેની તમામ હકીકત હું આપને કહી બતાવું તે ઉપર ધ્યાન આપો.

રાજા—ત્યારે જલદી કહી દે

કુંભાર—સાંભળો મારી પાસે બરસો ગધેડાં છે અને તે બરસો ગધેડાંનો સેનાપતી જેના વડે હું આપણા નગરમાં તથા દેશો દેશ પ્રખ્યાત પામ્યો છું. વળી જેની મદદથી મારી ગરીબાઇને દુર કરી સારા પૈસા પેદા કર્યા છે અને હું જ્યાં જાઉં ત્યાં મને સારો આવકાર મળતો હતો વળી કોઇ પણ દેશ એની મદદથી મારા જોયા વગરનો રહી ગયો નથી એવો મારો બારસો ગધેડાંનો સેનાપતી ગર્ધવસેન નામે ગધેડો ગુજરી ગયો છે ત્યારથી મારી નબળી વખત આવી છે અને હવે મને કોઇનો આધાર નથી આ મારી હકીકત છે એમાં લગારે ખોટું નથી.

રાજા—ત્યારે એો કમ અકલના કુંભાર પહેલેથી ભસી મરવું હતું કનીકે મારો ગર્ધવસેન ગધેડો મરી ગયો છે.

કુંભાર—હે સાહેબ તો મેં કયાં નામ બદલી લોકોને જુઠાં વચનો કહ્યા હતાં હું મારા દુ:ખને રડુ છું અને આપ મારા ગરીબ ઉપર વીના કારણે રાજના ગુના કર્યા બાબતનો અરોપ મુકો છો માટે હે સરકાર અમારા ગરીબ ઉપર કૃપા રાખવી.

રાજા—બસ ચાલ્યો જા હવે પછી કોઇ દીવસ આવું કામ કરીશ નહિ આ વખતે તારા ઉપર સરકાર રહેમ રાખે છે.

કુભાર—બહુ સારૂ ગરીબ પરવર.

આ પ્રમાણે રાજાએ કુંભારના મોઢેથી ખરી હકીકત સાંભળી એકદમ સરમીંદો પડી ગયો અને નગરના તમામ લોકો તેમજ તેનાં અમલદારો હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે ભાઈ આતો એક અજબ તમાસો જોવામાં આવ્યો ખરી વાત નહિ જાણતાં એકદમ વાયરાની પેઠે વાત ને ફેલાવી દીધી એથી

આપણી મુર્ખાઇ ગણાય છે બસ ચાલો જે ભુલ થઇ તે હવે સુધરવાની નથી એમ કહી તમામ નગરના લોકો અને રાજા પોત પોતાને મુકામે ચાલ્યા ગયા.

આ પ્રમાણે પુતળી કુમારને વાત કરી રહી એટલે પૂતળી જતી વખતે કુમારને કહેતી ગઇ કે જે પ્રમાણે ગંડુ રાજા પાછળથી શોકાતુર થયો તેમ તું પણ અત્યારે તારા સુંદર મહેલમાંથી તારા તમામ લડાઇના હથીઆર તેમજ કીમતી પોશાક કાઢી લઇ બીજા મહેલમાં મુકી દે નહિ તો આજે સુંદર મહેલ ઉપર વીજળી પડવાથી તે મહેલ બળી ખાખ થઇ જશે આ પ્રમાણે પલંગની પેલી પુતળી સરરર કરતી ચાલી ગઇ કે તુરત કુમારે પોતાના સુંદર મહેલે આવી પુતળીના કહેવા પ્રમાણે તમામ ચીજો કાઢી લઇ બીજા મહેલમાં ભરી દીધી કે એકદમ મહેલ ઉપર વીજળી પડવાથી તે મહેલ બળી ખાખ થઈ ગયો આ ચમત્કાર જોઇ કુમાર તો એકદમ ત્યાંનો ત્યાં ઉભો રહયો અને વીચાર કરવા લાગ્યો કે શું પલંગનો ચમત્કાર.

## પલંગની બીજી પુતળી બોલે છે.

હે કુમાર સાંભળ ત્રાંબાવટી નગરીમાં એક ગુલાબસિંહ કરીને રાજા રાજ કરતો હતો અને તે રાજા હંમેશાં દેવપુંજન કરી દરરોજ આહાર લેતો હતો. વળી દુખી લોકોને સારી મદદ આપતો હતો આથી એના રાજમાં દૂખી માણસ કોઇ ભાગ્યે જણાતુ અને લોક રાજાને હંમેશા આશીર્વાદ આપતા હતા તેવાજ એજ ગામમાં

એક ખોડો કરીને ઠાકોર હતો પણ બીચારો જન્મથી ગરીબ હતો તેમેએક દીકરી હતી આ બન્ને બાપદીકરી જેમ તેમ કરી પોતાનું ગુજરાન ચલાવતા હતા એવામાં ખોડાજી ઠાકોરની તબીયત દીવસે દીવસે બગડવાથી કંઇ પણ જવાય નહી અને ધંધો રોજગાર પણ થાય નહી એટલે પોતાને અને દીકરીને ખાવાની અડચણ પડવા લાગી એટલે ઠાકોર કન્યા પોતાના પતીને કહે છે કે હે પીતાજી આપણી પાસે આપણો નીરવાહ નીભાવવાને માટે કોઇ પણ જાતનું આપણી પાસે સાધન નથી તેમ તમારાથી ધંધો રોજગાર થતો નથી માટે આપણે કેવી રીતે ખરચ કાઢવુ આવુ પોતાની છોકરીનુ કહેવું સાંભળી ઠાકોર કહે છે કે હે બાળા જો હું તને સમજણ પાડું તે પ્રમાણે દરરોજ તારે કામ કરવુ એક તો પ્રભાતે નાહી ધોઇ શીવના મંદિરે દરશન કરી આવી આપણા નગરમાં બીખ માગવા જવુ અને તેમાંથી જેટલું આપણા કીસમતમાં મળવાનુ હશે તે મળશે અને એથી આપણું ગુજરાન ચાલશે કારણ કે આ સીવાય બીજો કોઈ ઉપાય મને સુજતો નથી પોતાના પતીનું વચન માન્ય કરી ઠાકોર કન્યા દરરોજ શીવમંદીરે જઈ ગામમાં ભીક્ષા માગી લાવી પોતાનું ગુજરાન નીભાવતી હતી અને સંતોષ માનતી હતી આમ કેટલાક દીવસ નગરમાં ભીક્ષા માગવાથી જ ગામના તમામ લોકો તેને ઓળખી ગયા હતા અને જયાં જાય ત્યાં તેને ઠાકોર કન્યા કહેતા હતા આ પ્રમાણે નગરમાં ભીખ માગવાથી કોઇ દીવસ તેને ભીક્ષા મળતી અગર કોઇ દીવસ ખાલી જતાં છતાં તેને જે મળતું તેમાં સંતોષ રાખી પોતાના પીતાને સારી રીતે જાળવતી હતી આ પ્રમાણે દીવસે દીવસે નગરમાં ભીક્ષા માગવા જાય અને લોકોને કહે કે હે ભાઇ મારી ગરીબ બાળાની

વીનંતી સાંભળી એક પાઇ પઇસો આપતા જાવ પણ હમેશની ભીખ રહી એટલે લોકો તેને કહેવા લાગ્યા કે ઠાકોર કન્યા આમ ભીખ માગીને પેટ ભરે છે તો કોઇની મજુરી અગર મહેનત કરીને ખાને. ત્યારે ઠાકોર કન્યા કહે છે કે હે ભાઇઓ મારાથી મહેનત અને મજુરી થતી નથી તેમ મારા પીતાજીની ચાકરી કરનાર કોઇ મારા સીવાય છે નહિ આવું નમ્ર વચન કહી લોકોની પાસેથી ભીક્ષા માગતી હતી તો પણ લોકો ચીડાઇ જતા અને કહેતાં કે તારા બાપની થાપણ મુકી છે કે અહીં દરરોજ આવી હેરાન કરી જાય છે.

આવું લોકો કહે છે છતાં બીચારી ઠાકોર કન્યા પોતાના પેટને વાસ્તે અને પોતાના પીતાને જે કંઈ મળે તે લેઈ તેમને ખવરાવવા માટે લોકોના અભીમાનના શબ્દો સહન કરતી હતી તો પણ ભાગ્ય વીના કંઇ મળતું નથી તેમ ઠાકોર કન્યાને પણ દીવસે દીવસે ભીક્ષા નહિ મળવાથી લોકોને કરગરવા લાગી અને કહેવા લાગી કે હે નગરના ભવ્ય લોકો હું દુઃખી છું અનાથ છું મારે કોઇનો આધાર નથી તો મારા ઉપર દયા લાવી કોઈ પાઈ પઇસો આપી મારા આત્માને સંતોષ આપશો તો પ્રભુ તમારૂં ભલું કરશે, આ પ્રમાણે ઠાકોર કન્યાની દયાની વાણી પણ કોઈ સાંભળનાર હતું નહિ એટલે નિરાશ થઇ પોતાના ઘેર જઈ પોતાના પીતાને કહેવા લાગી કે હે પીતાજી આપણા નગરમાંથી હવે ભીક્ષા મળતી નથી તેમ કોઇને દયા પણ આવતી નથી. માટે હવે આપણા દીવસો શી રીતે જશે એવી મારા હૃદયમાં દરરોજ ચીંતા થયા કરે છે આવું ઠાકોર કન્યા

પોતાના પીતાને કહી રહી એટલે ઠાકોર બોલ્યા કે હે બાળા આ સંસારમાં ચડતી પડતીના દીવસો ચાલ્યા જાય છે રાજા રંક થાય છે અને રંક કોઈ દીવસ રાજા થાય છે માટે એનો હરખ સોક કરવો નકામો છે હશે જે થવાનું હશે તે થશે આ પ્રમાણે દુઃખી પીતા અને બાળા પોતાના કપાળે હાથ દઇ બીચારા નીંદ્રાને સ્વાધીન થઇ ગયાં એવામાં તેજ રાત્રે કોઇ ગામથી ચોર લોક ચોરી કરીને કરોડો રૂપીયાનો માલ લઇ આવતા હતા અને તેમની પાછળ તેમને પકડવાને માટે રાજાના માણસો આમ તેમ તેમની શોધ કરતા હતા તેથી બીકના માર્યા અને આપડે પકડાઇ જઇશું એવી ધાસ્તીથી તે ચોર લોકો જ્યાં આ દુઃખી બાળકો અને ઠાકોર સુઇ ગયા છે તેમના છાપરા ઉપર આવી છાપરાનાં નળીયાં ખસેડી નાંખી તે તમામ માલ તેના ઘરમાં નાંખી ચોર લોકો એકદમ નાસી ગયા અને આણી તરફ રાજાના માણશો ચોરનો પતો નહિ મળવાથી પોતાને મુકામે પાછા ફર્યા હવે આંહી આગળ જ્યારે પ્રભાત થયું ત્યારે ઠાકોર કન્યા અને ઠાકોર નીંદ્રામાંથી જાગ્યા અને બાળા પોતાના ઓરડામાં જઇ અને જુવે છે તો અકસ્માત ગાંસડીઓ પડેલી જોઇ અને તે ગાંસડીઓ છોડી પોતે જુવે છે તો કરોડો રૂપીયાંની મીલ્કત પોતાના પીતાને ઓરડામાં અચાનક પડેલી જોઇ અને એકદમ પોતાને કહેવા માટે આવી કે હે પીતાજી આજે આપણા ઓરડામાં અચાનક કરોડો રૂપીયાની મીલકત પડેલી છે તે આપને હું કહેવા આવી છું ત્યારે ઠાકોર કહે છે કે બેન મને તો એમ લાગે છે કે કોઇએ આપણને હેરાન કરવા સારૂ

આપણા રાજમાંથી કોઇ ચોર ચોરી લાવી અહીં નાખી ગયું હશે માટે તું બજારમાં જઇ ઢંઢેરો પીટાવી લોકને અને રાજના તમામ માણુસોને ખબર આપ કે જેથી કરીને આપણુને પાછળથી હરકત થાય નહિ આવુ પોતાના પીતાનું બોલવું સાંભળી બાળા રસોઇ કરી પોતાના પીતાને જમાડી તુરત નગરના ભર બજારમાં આવી અને કહેવા લાગી કે હે ભાઇઓ અને બ્હેનો અને રાજના તમામ અમલદારો આજે મારૂ વચન સાંભળો અને તે ઉપર ધ્યાન આપો આવું ઠાકોર કન્યાનું બોલવું સાંભળી બ-જારના લોકો કહેવા લાગ્યા કે એ ભીખારણુ સાની નકામી બુમો પાડી લોકો ભેગા કરે છે આમ બુમો પાડવાથી કોણુ તારો બાપ તને પાઇ પઇસો આપનાર છે આવું કહી લોકો જતા રહેતા પણુ એ શું કહેવા માગે છે તે કોઇએ પુછતું નહોતું કારણુ કે લોકો જાણે છે કે એને ભીખ મળતી નથી એટલે બુમો પાડવા લાગી આ પ્રમાણે બજારમાં વાતો થાય છે અને થોડા ઘણુા લોકો ઉભા છે એટલામાં કોટવાળ તે રસ્તેથી જતા હતા તેમણે આ ભેગા થએલા લોકોને જોઇ જોવા માટે ગયા તો ઠાકોર કન્યા ઉભી છે તેને એકદમ કોટવાળ કહેવા લાગ્યો કે અરે ઠાકોર કન્યા આંહીથી ચલી જા. કાયકુ ખડી હે. અને નકામા લોકો ભેગા કરે છે આવુ કોટવાળનું બોલવું સાંભળી ઠાકોર કન્યા કહે છે કે હે કોટવાળ સાહેબ મેરી એક અરજ છે અને તે અરજ આજે આ લોકોને ફાયદા કરતા છે માટે આપની ઇચ્છા હોય અને મારી હકીકત જાણુવી હોય તો મારા કેવા પ્રમાણે આખા નગરમાં ઢંઢેરો પીટાવી લોકોને ખબર આપો આવું ઠાકોરકન્યાનું બોલવું સાંભળી કોટવાળ વીચારમાં પડયો

કહેવા લાગ્યો કે જ્યારે મહારાજાને ફાયદો છે ત્યારે આનું કહેવું બરાબર સાંભળવું જોઇએ એમ વીચાર કરી ઠાકોર કન્યાને અવાજ કરી કહ્યું કે બોલ તેરા ઠેકાણા ક્યા હે જલદી કહી દે. એટલે ઠાકોર કન્યા લોકોના સાંભળતા કહે છે કે હે નગરના અમીર ઉમરાવ અને ગરીબ લોકો મારૂં કહેવું એટલુંજ છે કે આજે આપણા નગરમાંથી કોઇના ઘેરથી અગર રાજમાંથી કરોડો રૂપીઆની ચોરી થઇ છે અને તે ચોરીનો માલ મારા ઘેર કોઇ નાંખી ગયું છે માટે તે માલ જે જે લોકોનો ગયો હોય તેમણે મારા મકાને આવી મહા-રાજાની રૂબરૂ લઇ જવો આવું મારૂં કહેવું છે અને તે સાચી વાત તમને જણાવું છું ઠાકોર કન્યાનું બોલવું સાંભળી નગરમાં એકદમ વાત ફેલાઇ ગઇ અને જોત જોતામાં મહારાજાને કાને ગઇ કે તુરત ઠાકોર કન્યાને દરબારમાં લઇ ગયા અને મહારાજા પાસે ઉભી કરી એટલે મહારાજા કહે છે કે હે ઠાકોર કન્યા જે દ્રવ્ય તને મળ્યું છે તેના ધરાગ મળેથી તુ તે તમામ સોપી દે આ પ્રમાણે ઠાકોર કન્યા અને રાજા વાત કરે છે એટલામાં ગામના તમામ લોકો મહારાજા પાસે આવી પહોંચ્યા અને તુરત તમામ લોકો અને રાજા સહીત ઠાકોર કન્યાના ઘેર આવી નીરાંતે તે બેઠમાં હવે રાજા કહે છે કે હે ઠાકોર કન્યા આપણા નગરના તમામ લોકો આવી ગયા છે માટે જે જેની વસ્તુ આવી હોય તે બતાવતી જા અને તેના જે ગરાગ થાય તેમની આપી દે ત્યારે ઠાકોરકન્યા કહે છે કે સરકાર આપનું કહેવું બરાબર છે અને આપના કહેવા પ્રમાણે હું કરવા તઇયાર છું પણ સાહેબ મારી એક અરજ છે કે આપના નગરમાંથી કોઇ કદ.પી અજાણ્યપણે માણસ રહી ગયો હોય

અગર આવેલા લોકોની કંઇ કંઇ ચીજ ચોરાએલી છે તે તપાસ કરી એક એકનાં નામ નોંધી લો ઠાકોરકન્યાનું બોલવું સાંભળી ન્યાયી રાજાએ તુરત દીવાનને હુકમ કર્યો કે આ લોકોને પુછી જુઓ એમની કઇ વસ્તુ ગએલી છે અને આંહી કોણ હાજર નથી આવો રાજાનો હુકમ થયો કે દીવાન સાહેબ સભાના લોકોને કહેવા લાગ્યા કે એ નગરના ભવ્ય લોકો આંહી બધા હાજર છે કે કોઈ રહી ગયું છે ત્યારે નગરના લોકો કહેવા લાગ્યા કે સાહેબ બધા હાજર છે ફરી દીવાન સાહેબ કહેવા લાગ્યા જેની જે ચીજ ગઇ હોય તે અહીં આવી નોંધાવી લઇ જાવ એટલે એક પછી એક તમામ લોકો પોતાની ગયેલી વસ્તુ ઓ લખાવી આવ્યા પણ કોઇએ એમ ના કહ્યું કે મારી ચીજ ગઈ નથી જ્યારે તમામ લોકો બેસી રહ્યા એટલે દીવાન કહેવા લાગ્યા કે હવે કોઇ બાકી રહી ગયું ત્યારે સર્વ કોઇએ ના કહી કે તુરત રાજાએ ઠાકોર કન્યાને અવાજ કર્યો કે હવે તારી પાસે જે વસ્તુ આવી હોય તે આંહી લાવી રજુ કર ત્યારે ઠાકોર કન્યા કહે છે કે સરકાર મારા અપરાધની આંપની પાસે માફી માગી કહું છુ કે આજે આ બધો તમાસો મે મારા પેટની ખાતર કર્યો છે કારણ કે બજારમાં મને કોઇ પાઇ પઇસો આપતુ નહોતુ માટે આ લોકોને મેં લાલચ બતાવી અહી ભેગા કર્યા છે માટે આ લોકો પાસેથી પાઇ પઇસો અપાવી દુખી મારા આત્માને સંતોષ આપશો આટલી મારી અરજ છે ઠાકોર કન્યાનું બોલવું સાંભળી રાજા એકદમ વીચાર કરવા લાગ્યો કે આ શુ આને શુ કર્યું પણ તીક્ષણ નજરથી વીચાર કરીએ તો આ બાળાને કાંઇ પણ

વાંક છે નહિ કારણ કે પોતાના પેટને વાસ્તે ગમે તે યુંકિત કરવીજ પડે આવો વીચાર કરી રાજાએ ઠાકોર કન્યાને કહ્યું કે ઠીક ત્યારે તું આ સભામાં અવાજ કર અને પાઇ પઇસો જે મળે તે લઇ લે રાજાનો હુકમ થતાં તુરત ઠાકોર કન્યા બોલી કે હે નગરના ભવ્ય લોકો આજે તમો મારી ગરીબની ઝુંપડીમાં આવી મને જે સંતોષ આપ્યો છે તેવો સંતોષ મને પાઇ પઇસો આપી તમારા નામને દીપાવી ખુશી થાવ આ પમાણે ઠાકોરકન્યાનું બોલવું સાંભળી લોકો તો ત્યાં છક થઇ ગયા અને કહેવા લાંગ્યા કે હે ઠાકોરકન્યા ઉલટી અમારી ચીજો આપવી તો બંધ રહી પણ ઉપરથી પાઇ પઇસો માગી આહી અમને હેરાન કરવા છે તેં બોલી અમોને બોલાવી અમોને હલકા પાડયા છે આમ લોકોને છેતરવાશી તને આ ભવ તો શું પણ બીજે ભવ પણ સુખ મળવાનુ નથી એ તુ યાદ રાખજે આટલુ બોલી લોકો બેસી રહયાં કે તુરત ઠાકોર કન્યા સભા તરફ જોઇ અને ધીરેથી કહેવા લાગી કે હે ભોળા લોકો સાભળો મારા તો ભુંડા હાલ છે પણ હુ એ વીચાર કરૂ છું કે તમારી સી વલે થશે કારણ કે બનાવટી વાતને તમોએ સાચી માની તમારા બાપદાદાએ જાણે કે મારે ત્યાં થાપણ મુકી ના હોય એવુ ધારી મારા ઘેર લેવા આવ્યા છો ધીક્કાર છે તમોને કે એક ખાલી પઇસાની ખાતર ધર્મ-નીતી અને ન્યાયને ભુલી જઇ અન્યાયનો પઇસો લેવા તઇયાર છો અને એકદમ અહીં આવી મહારાજાના નગરને કલંકીત કરી દીધું છે વળી જ્યારે હું તમારી પાસે એક પાઇ અગર પઇસો માગતી ત્યારે તો તમો મારી હાંસી કરતા હતા અને કહેતા હતા કે મજુરી મહેનત કરીને ખા એ બોલો અત્યરે કહો ક્યાં અને ઉલટા મારા ગરીબના ઘેર દોલલ લેવા આવે

મને એક દિવસ ખાવાનુ પણ મળતુ નથી તેમજ મારી દાદ કોઇ સાંભળતુ નથી અને જ્યાં જાઉ ત્યાંથી મને ધક્કા મારી કાઢી મુકે છે એવો દરરોજનો દેખાવ શું તમો ભુલી ગયા અરે ઉપરના પ્રમાણીકપણાનો ડોળ રાખી દીલમાં ભયંકર દાઝ રાખી બગલાની પેઠે શું તમો જીવન ગુજારો છો કેમકે બગલો નદીના કીનારે ધ્યાન ધરતો હોય ત્યારે સામા માણસને એમ લાગે કે અહાહા શું બગલો તપ કરી રહયો છે પણ અંદરથી તે કયારે મચ્છુ બહાર આવે કે તેને તાણી ચાલતો થાવ તેવી રીતે હે લોકો હવે તમે આવ્યા તેવા પાછા ચાલ્યા જાવ અને આવુ વગર વીચાર્યું કામ કરસો નહી આ પ્રમાણે ઠાકોર કન્યા કહી રહી કે સભાના લોકો ચુપ થઈ ગયા એટલે મહારાજા કહેવા લાગ્યા કે હે ઠાકોર કન્યા તારૂં કહેવું સત્ય છે આ પ્રમાણે શાન્તી થઇ કે તુરત ઠાકોર કન્યાએ પોતાના ત્યાં પડેલી એક કરોડ રૂપીઆની મીલ્કત તુરત મહારાજા પાસે લાવી હાજર કરી એટલે મહારાજાએ કહ્યું કે આ સઘળી મીલ્કત તારા ભાગ્યની છે આમાં કોઇનો હક નથી આ પ્રમાણે ઠાકોર કન્યાને તે મીલ્કત સોંપી સૌ લોકો પોત પોતાના ઘેર રવાના થઇ ગયા અને મહારાજા પોતાના મહેલ તરફ ચાલ્યા ગયા આ પ્રમાણે ઠાકોર કન્યાને પઇસા આવવાથી પોતે જે ઘરમાં રહેતી હતી તે ઘર પાડી નાંખી એક મોટો જબર જસ્ત મહેલ બનાવ્યો અને કેટલાક માણસ પોતાને ત્યાં કામ કરાવવા સારૂ નોકર રાખ્યા આથી નગરના લોકો તે મહેલ જોઇને વખાણ કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે ભાગ્ય જ્યારે પલટાય છે ત્યારે હજારો માણસ તેના દાસ થઇ રહે છે તેમ અત્યારે જુઓ પેલી ઠાકોર કન્યાના મહેલના દેખાવ

અહા શું ઇંદ્રપુરી જેવો મહેલ બનાવ્યો છે. આ પ્રમાણે નગરમાં વાતો થાય છે અને ઠાકોર કન્યા પોતે સાંભળે છે અને વીચાર કરે છે કે મારી દુઃખી હાલતમાં મને ખાવા પીવાનું ઘણું દુઃખ પડતું હતું તેમ અત્યારે પણ બીચારા ગરીબ લોકો છે તેમના વાસ્તે એક દાનશાળા બંધાવું અને ગામે ગામના ગરીબ લોકો—તેમજ—ભાટ—ચારણ વગેરે જે આવે તેને હું દાન આપી મારા આત્માને નીરમળ બનાવું આવો વીચાર કરી બીજે દીવસે તેજ શહેરમાં એક મકાન ભાડે લઇ તુરત દાનશાળા ચાલુ કરી અને જે માગણ લોકો આવે તેને ખવરાવી વીદાયગીરી આપવા માંડી આ પ્રમાણે જોત જોતામાં એક માસ અને બે માસમાં તો ગામેગામ વાર્તા ફેલાઇ ગઈ એટલે હજારો માણસ તેની દાનશાળાએ આવવા મંડયા કોઇ કોઇ વખત ભાટ લોકો આવી કવીત કહેતા હતા તો કોઇ ગવઇઆ લોકો નાચ કરી ચાલ્યા જતા હતા પણ તેની દાનસાળામાંથી કોઇ પાછું જતું નથી એટલે લોકોને પોતાની ઇચ્છા મુજબ મળવાથી જ્યાં ત્યાં તેની જાહોજલાલી પ્રસરી ગઇ હતી. અને કોઇ પણ માણસ હવે આ દાનશાળામાં અંજાણ્યું હોય એમ લાગતું નથી આ પ્રમાણે દરરોજ દાન અપાય છે એવામાં એક બ્રાહ્મણ દુરદેશાવરથી ફરતો ફરતો આવતો હતો તેને અહીં દાન મળે છે એવી ખબર પડવાથી આ ગાંમમાં આવી પહોંચ્યો પણ ઠાકોર કન્યાની દાનશાળાએ નહિ જતાં અચાનક રાજ દરબારમાં જઇ ચડયો અને પ્રમાણ કરી મહારાજા સામો ઉભો રહ્યો એટલે મહારાજાએ કહ્યું કે હે બ્રહ્મદેવ આપ કયાંથી અને અહીં કેમ આવ્યા છો આ પ્રમાણે રાજાનાં વચન સાંભળી. બ્રાહ્મણ કહે છે હું દુર દેશાવરથી આપની પાસે ભીક્ષા માગવા આવ્યો છું. આવું

બ્રાહ્મણનું બોલવું સાંભળી તુરત મહારાજાએ સીપાઇને પાંચ રૂપી-
આનો રૂક્કો લખી આપ્યો એટલે તુરત સીપાઇ પાંચ રૂપીઆ લાવી
બ્રાહ્મણને આપ્યા આથી બ્રાહ્મણ રીપાઇને પુછવા લાગ્યો કે આ
દરબાર કોનો છે ત્યારે સીપાઇ કહે છે કે આ દરબાર મહારાજા
ગુલાબસીંહનો છે ત્યારે બ્રાહ્મણે પોતાના કપાળે હાથ દીધો કે
મહારાજા બ્રાહ્મણને કહેવા લાગ્યા કે હે બ્રહ્મદેવ શા કારણથી
તમારે કપાળે હાથ દેવો પડયો ત્યારે બ્રાહ્મણ કહે છે કે હે મહા-
રાજા હું ભાગ્યહીણ છું કારણ કે હું તો ઠાકોર કન્યાની દાનશાળા
જોવા માટે આવ્યો હતો અને ત્યાં મને સારો સરપાવ પણ મળત
પણ મને તે ઠાકોર કન્યાની દાનશાળા નહી જડવાથી અચાનક
આપના દરબારમા આવી મેં મારી લાંબી આશાને આપની અલ્પ
ભેટથી મારી નાંખી છે આથી હું ઉદાસ થઈ મારા કરમનો વાંક
કાઢી કપાળે હાથ દઈ ચાલ્યો જાઉં છું આવું બ્રાહ્મણ ઠાકોર કન્યાની
દાનશાળાના વખાણ કરતો ચાલ્યો ગયો અને આંહી રાજા વીચાર
કરવા લાગ્યો કે આજકાલની ભીખારણ આ નગરમાં રોજ માગી
ખાનારી તેનાં આજે આટલાં વખાણ જોઉતો ખરો કે એ દાન
ખરા પ્રેમથી આપે છે કે ખાલી પોતાની કીરતી વધારવા માટે
આવો વીચાર કરી રાએ સીપાઇને બોલાવી કહ્યું કે જાઓ
ઠાકોરકન્યાને મકાને અને તેને જઇને કહો કે મહારાજા અત્યારે
તમને બોલાવે છે સરકારનો હુકમ થતાં તુરત સીપાઇ ઠાકોર કન્યાના
મહેલે આવી પહોંચ્યો.

હવે આંહી આગળ ઠાકોરકન્યા પોતે જમવા બેઠાં છે અને
જમી રહયા બાદ પોતે સુઇ રહેવાની તૈયારી કરે છે એટલામાં
મહારાજાનો સીપાઇ તેના માણસોને કહેવા લાગ્યો કે અત્યારે

ઠાકોરકન્યાને બોલાવી લાવો કારણકે મહારાજા તેમને બોલાવે છે સીપાઇનું કેવું સાંભળી તુરત એક માણસ ઠાકોરકન્યા પાસે સલામ કરી આવી ઉભો રહયો કે ઠાકોરકન્યા કહે છે કે હે ભાઇ અત્યારે અહીં કેમ આવવું થયું ત્યારે માણસ કહેવા લાગ્યો કે આપને મહારાજાનો સીપાઇ બોલાવવા આવ્યો છે માટે જલદી ચાલો આવું પોતાના માણસનું બોલવું સાંભળી ઠાકોરકન્યા પોતાના વસ્ત્ર પહેરવા લાગી તેમજ અંગ ઉપર તરેહ તરેહના દાગીના ચડાવી દીધા આવા સુંદર પોશાકથી તેમજ શરીર ઉપર દાગીના ચડાવવાથી આ વખતે ઠાકોર કન્યા એક નાગકન્યા જેવી દેખાવા લાગી અને તુરત મહેલમાંથી બહાર આવી સીપાઇની જોડે તુરત મહારજા પાસે આવી ઉભી રહી. કે તુરત મહારાજા ઠાકોર કન્યાને કહેવા લાગ્યા કે હે ઠાકોરકન્યા અગાઉ તારી નબળી વખતને યાદ કરી તારી આ દાનશાળા બંધ કર કારણ કે કોઇ વખત તને આ નગરમાંથી ખાવાનું પણ મળતું નહોતું અને ભુખે દીવસો જતા હતા તેમ વળી કોઇ વખત આ મળેલી લક્ષ્મી તારી પાસેથી અચાનક ચાલી જશે તો પાછી હેરાન થઇશ માટે મારા કેવાથી ભવીષનો વીચાર કરી આ તારી દાનશાળા તુરત બંધ કર આવું રાજાનું બોલવું સાંભળી ઠાકોરકન્યા કહે છે કે હે ભુપાળ આજે અગર કાલે મારા પ્રાણનો નાશ થાય તો ભલે અગર આ મળેલી દોલત અત્યારેજ કદાપી જતી રહે અને હું ભીખ માગતી થઇ જાઉં તો પણ ભલે પણ જે આ દાનશાળા મેં ગરીબોના માટે કાઢી છે તે કદી બંધ કરવામાં આવશે નહિ તેમ આપને પુછવાનો પણ હક નથી આવું ઠાકોરકન્યાનું બોલવું સાંભળી રાજા બોલ્યો કે હે ઠાકોરકન્યા હજી

તું મારૂં કહ્યું માન અને સમજી જા નહિં તો તું દુઃખી થઇશ ત્યારે ઠાકોરકન્યા કહે છે કે એ કામ મારાથી કદાપી બનશે નહિ આવું ઠાકોર કન્યાએ રાજાનું કહેવું માન્યું નહિ એટલે રાજાએ તુરત કોટવાલને બોલાવી હુકમ કર્યો કે હાલ આ ઠાકોરકન્યાને કેદમાં રાખો સરકારનો હુકમ થતાં તુરત કોટવાળ ઠાકોરકન્યાને લઇ જેલ તરફ ચાલ્યો એટલે રસ્તામાં ઠાકોર કન્યાની કોટવાળને કહે છે કે હે કોટવાળ જો તમે મને છુટી કરો તો આજે તમને હું સારા પૈસા આપી તમારૂં દળદર દુર કરી દઉં આવું ઠાકોરકન્યાનું બોલવું સાંભળી કોટવાળ ઠાકોરકન્યાને કહે છે કે બે દીવસ લગી તારે તારા મકાનમાંથી બહાર નીકળવું નહિ અને મને પુરતા પઇસા આપ્યા એ પણ કોઇને કહેવું નહિ આ બે સરતો કબુલ હોય તો હું તને મુકી દઉં અને તારી પાસે પઇસા લેવા આવું કોટવાળનું બોલવું સાંભળી ઠાકોરકન્યા કહે છે કે મારે એ સરતો કબુલ છે માટે ચાલો તમને હું પઇસા આપી હું વીદેશ જતી રહું આ પ્રમાણે ઠરાવ કરી ઠાકોર કન્યા કોટવાળાને સાથે લઇ વાતો કરતી કોટવાળાને સમજાવે છે કે તમે તમારા ઘેર જાઓ અને તમારી પાછળ હું તમારા ઘેર આવી આ મારા અંગ ઉપરના તમામ દાગીના તમને આપી દઉં આ પ્રમાણે ઠાકોરકન્યાનું વચન સાંભળી કોટવાળે હા કહી અને પોતાના ઘર તરફ ચાલ્યો ગયો કે તુરત ઠાકોર કન્યા રાજા પાસે આવી પ્રણામ કરી ઉભી રહી એટલે રાજાએ પુછ્યું કે હે ઠાકોરકન્યા શું તું જેલમાંથી નાસી આવી ત્યારે ઠાકોર કન્યા કહે છે કે મને જેલમાં લઇ કોઇ ગયું નથી ત્યારે રાજા કહે છે કે કોટવાળ કયાં ગયો ઠાકોર કન્યા કહે છે કે મેં એને પૈસાની લાલચ બતાવી તેથી મને છુટી કરી એના ઘેર ગયો

છે ત્યારે રાજાએ દીવાન સાહેબને બોલાવી કહ્યું કે જાવ આને કેદ કરો ત્યારે દીવાન સાહેબ ઠાકોર કન્યાને લઇ જેલ તરફ ચાલ્યા એટલે ઠાકોર કન્યા કહે છે કે હે દીવાન સાહેબ મારો વીચાર આપની સાથે પ્રીતી બાંધવાનો છે માટે હાલ તમો તમારા મહેલે જાવ અને હૂં તમારી પાછળ આવું છું આવું ઠાકોરકન્યાનું બોલવું સાંભળી દીવાને હા કહી અને તુરત પોતાના મહેલમાં ગયા કે આંહી ઠાકોર કન્યા રાજા પાસે આવી પ્રણામ કરી ઉભી રહી કે તુરત રાજાએ કહ્યું કે હે ઠાકોર કન્યા કેમ પાછી આવી દીવાન સાહેબ કયાં ત્યારે ઠાકોર કન્યા કહેવા લાગી કે દીવાન સાહેબ મારા ઉપર પ્રીતી રાખવા માટે મને છુટી મુકી તે પોતાને મહોલે ગયા છે આવું ઠાકોર કન્યાનું બોલવું સાંભળી મહારાજા કહે છે કે ચાલ હું તારી સાથે આવું છું એમ કહી ઠાકોર કન્યા અને મહારાજા જેલ તરફ ગયા એટલે ઠાકોરકન્યા કહે છે કે હે ભુપાળ મારા ઉપર ગુસ્સો ના કરો તો તમને એક સોનાનું પાંચ મણનું પુતળુ દેખાડું અને તે પુતળુ આપ જોઈ પછી મને કેદ કરો ત્યારે રાજા કહે છે કે ચાલ્ય કયાં છે બતાવ એમ કહી ઠાકોર કન્યા દરવાજા બહાર રાજાને લઇ જાઇ અને કહ્યું કે ભુપાળ આ સામેના ઝાડ ઉપર આવું પુતળુ નાંખેલું છે તે આપ આપનો પોશાક નીચે ઉતારી તે ઝાડ ઉપર ચડી આપ તે પુતળાને નીચે નાંખી દો એટલે હું બીજા માણસોને ઉચકી જવા માટે જરા આગળ જાઇ ધાંટો પાડી બોલાવી લાવું આવું રાજાને ઠાકોર કન્યાએ ઝાડ ઉપર લાલચ બતાવી ચડાવી દીધો કે તુરત ઠાકોર કન્યા રાણીના મહોલે આવી પ્રણામ કરી ઉભી રહી એટલે રાણીએ કહ્યું કે હે ઠાકોર કન્યા આજે ઘણા દીવસે કયાંથી અમારા મહેલે ભુલી પડી. આવું રાણીનું બોલવું સાંભળી ઠાકોર

કન્યા કહે છે કે હે મહારાણી સું કહું આપ મારા ઉપર ગુસ્સો ના કરો તો અને મારી કહેલી વાત મહારાજા આગળ મારૂં નામ ના લો તો હું એક નવી વાત આપને કહી સંભળાવું, આવું ઠાકોરકન્યાનું બોલવું સાંભળી મહારાણી કહે છે કે હું તારૂં નામ મારૂં શીર જશે તો પણ મહારાજાને કહેનાર નથી માટે હે ઠાકોર કન્યા છુપી વાત તું જલદી મારી આગળ પ્રગટ કર એટલે ઠાકોર કન્યા કહે છે કે આજે મહારાજા છાનામાના નવી સ્ત્રી હરણ કરવા ગયા છે અને મને સાથે લઇ જવા ધણી મહેનત કરી તેમ આ વાત અત્યારે કોઇને પણ કહેવી નહિ પણ મેં મહારાજાને ઘણા સમજાવ્યા ત્યારે મને વીખુટી પાડી અને પોતે એકલા ગયા છે પણ આ વાત મેં તમારા ભલાની ખાતર કરેલી છે બીજા કોઇને એકદમ કહેવા જેવી નથી આટલું બોલીને ઠાકોર કન્યા મહારાણીની રજા લઇ જેવી જાય છે કે તુરત રાણીએ બુમ મારી ઠાકોર કન્યાને પાછી બોલાવી અને કહ્યું કે બેન આવા નવા સમાચાર મને કોઈ કોઇ વખત આપવા જરૂર પધારજે હું આ તારો કરેલો ઉપકાર કદી ભૂલીશ નહિ આટલુ બોલી ઠાકોર કન્યાને રજા આપી કે ઠાકોર કન્યા પોતાના મહેલે રવાના થઈ ગઇ આંહી આંગળ જંગલમાં મહારાજા ઝાડ ઉપર ચઢી જુએ છે તો સોનાના પુતળા બદલે લાકડાનો ખાલી કકડો પણ જોવામાં આવ્યો નહી એટલે રાજા ઝાડ ઉપરથી નીચે ઉતરી તુરત પોતાનો પોશાક પહેરી લઇ અને વીચાર કરવા લાગ્યો કે હે ઠાકોરકન્યા ધન્ય છે તારાં માત પીતાને કે મારા જેવાને પણ છેતરવામાં પાછી પાની કરી નથી અહાહા સું તેનુ રૂપ બુદ્ધી અને યોવન ખરેખર ઠાકોરકન્યા એક નાગકન્યા છે માટે મારે તેના ઉપર ગુસ્સો નહિ કરતા એના માનની ખાતર આવતી કાલે દરબાર ભરી એને બોલાવી અને

એનો સારો સત્કાર કરી એની ઇચ્છા પુરી કરૂં આ પ્રમાણે વીચાર કરી મહારાજા તુરત રાણી પાસે આવી ઉભા રહયા એટલે મહારાણી કહેવા લાગી કે હે પ્રાણનાથ આપ એકલા કેમ આયા ત્યારે રાજા કહે છે કે બીજું કોણ આવનાર હતુ ત્યારે રાણી કહે છે કે મેં સાંભળ્યુ છે કે મહારાજા કોઇ બાળાનું હરણ કરવા ગયા છે માટે તમને પૂછવું પડયું ત્યારે રાજા કહે છે કે એ વાત તદન ખોટી છે પણ તંમને આ સમાચાર કોણે આપ્યા તે તો કહો એટલે રાણી કહે છે કે શું વાત તે છાની રહેતી હશે વળી ઠાકોર કન્યા આવીને કહી ગઇ કે રાણીનું બોલવુ સાંભળી રાજા કહે છે કે હે રાણી ઠાકોરકન્યા બહુ ચતુંર છે એના જેવી આપણા નગરમાં કોઇસ્ત્રી નથી આ પ્રમાણેરાજા પોતાની રાણીની સાથે વાત કરી રહયો એટલે તુરત દરબારમાં આવ્યો અને નગરના તમામ લોકોને ભેગા કર્યા એટલે તુરત રાજાએ સીપાઇ મોકલી ઠાકોર કન્યાને બોલાવી લાવવા માટે હુકમ કર્યો અને સીપાઇ તુરત ઠાકોર કન્યાને બોલાવી લાવ્યો અહી ઠાકોરકન્યા મહારાજાને પ્રણામ કરી બેસી ગઇ કે મહારાણી સભાના તેમજ નગરના લોકો સાંભળે તેવી રીતે કહેવા લાગ્યા કે હે ઠાકોર કન્યા આજનો દરબા રખાસ તને માન આપવા માટે ભરવામાં આવ્યો છે માટે તારી ઇચ્છામાં આવે તે આજે મારી પાસેથી માગી લે આવુ રાજાનું બોલવુ સાભળી ઠાકોર કન્યા કહે છે કે હે ભુપાલ આંપણા કહેવા મુંજબ આપણા નગરની બહાર પશું પક્ષીઓ તેમજ મુસાફરો વટેમાગુ અને આપણા નગરના ઢોરો વગેરે જાનવરો તેમજ માણસો સુખી થાંય એટલા માટે આપની પાસે માગુ છું કે મારા નામનુ ઠાકોર તલાવ બંધાવી આપી તમારા આપેલા વચનનો ઉપયોગ કરો આટલી મારી આપની પાસે માગણી છે બીજુ કંઈ પણ મને જોઇતું નથી

આ પ્રમાણે રાજાએ ઠાકોરકન્યાના કહેવા પ્રમાણે તુરત ઠાકોરે તલાવ બંધાવી આપ્યું અને દરેક પ્રાણીને સુખ થયું તેવીજ રીતે પુતળી કુમારને કહે છે કે હે દેવદત્ત કુમાર જેવી રીતે ઠાકોર કન્યાએ લોકો ઉપર ઉપકાર કર્યો તેવીજ રીતે તારી ચંપકમાળાના મહેલમાં એક ચોર પોતાની આંખોમાં અંજન સિદ્ધી લગાવી છુપાઇ ગયો છે અને હમણા તારી રાણી ચંપકમાળાને ઉપાડી લઇ જશે માટે તું ત્યાં જઇ ધુણી કરી એ ચોરની અંજન સીદ્ધી ધુણીના લીધે આંખો મ.થી પાણી આવવાથી તેની અંજનસીદ્ધી ધોવાઇ જશે કે તુરત ચોર તારા જોવામાં આવશે માટે આ કામ જલદી કર આટલુ બોલી પલંગની બીજી પૂતળી આકાશે ઉડી ગઇ અને કુમાર તુરત ચંપ-કમાળાના મહેલમાં આવી તુરત ધુણી કરી ચોરને પકડી લીધો આવો ચમત્કાર જોઇ દેવદત્ત કુમાર ઘણોજ વીચાર કરવા લાગ્યો અને વળી પાછો પલંગ પાસે આવી ઉભો રહ્યો.

## પલંગની ત્રીજી પુતળી બોલે છે.

હે કુમાર સાંભળ ઉજ્જેણી નગરીમાં પરદુઃખભંજન વીક્રમ નામનો રાજા રાજ કરતો હતો તે એક દીવસ દરબાર ભરી કહેવા લાગ્યો કે આપણા નગરમાં કોઇ દુઃખી માણસ નજરે પડે તો તુરત મારી પાસે લાવી હાજર કરો અગર તે દુઃખી માણસની હકીકત સાંભળી તમો તેનું દુઃખ દુર કરો આવું વચન રાજા વીક્રમ પોતાના અમલદારોને રોજ કહ્યા કરે છે પણ કોઇ દુખી માણસ તેના આગળ આવ્યું નહિ એટલે રાજા વીક્રમ એક દીવસ પોતાના નગરની નગર ચર્ચા જોવા માટે પોતાનો વેશ બદલી આખા

શહેરમાં ફરે છે પણ જ્યાં ત્યાં રાજા વીક્રમના ગુણ લોકો ગાયા કરે છે પણ તેની લગારે અપકીરતી સાંભળવામાં આવતી નથી એટલે રાજા ફરતો ફરતો એક દરવાજા આગળ આવી બેઠો. એવામાં એજ ગામની ચાર સાહેલીઓ કે જેનું નામ એક વણીક કન્યા, બીજી બ્રાહ્મણ કન્યા, ત્રીજી સોનીની કન્યા, અને ચોથી સુતારની કન્યા એ ચારે કન્યાઓ ભેગી થઈ અને તે દરવાજાથી ચાર હાથ છેટે બેસી ચારમાંથી એક બ્રાહ્મણ કન્યા બોલી કે હે સખીઓ હવે તમારી જોડે એક બે દીવસ વાતો કરવાની છું કારણ કે આજે બે વર્ષથી મારા પતીના ઘેરથી એક માણસ તેડવા આવે છે માટે હવે બે દીવસ પછી મારે સાસરે જઈશ આવું બ્રાહ્મણ કન્યાનું બોલવું સાંભળી વણીક કન્યા અને સોનીની કન્યા કહે છે કે હે સખી જ્યારે તું તારા સાસરે જાય ત્યાં જઇ સાસુ સસરા અને પોતાના પતીની આજ્ઞા માની વળી તેમની વહેનાત ઉઠાવી તેમજ તેમની સારી રીતે સેવા કરી નીરંતર તારા આત્માને શાંતિ આપજે પણ કોઇ દીવસ તેમની સાથે લડાઇ ટંટો કરીશ નહી આવી વણીક કન્યા અને સોનીની કન્યા શીખામણ આપે છે કે તુરત સુતારની કન્યા કહેવા લાગી કે હે અણસમજુ બાળાઓ તમે વગર સમજે આવું કાયરપણું કેમ દેખાવો છો. શું વળી આપણે સ્ત્રી જાત માટે કોઇના દબાએલા રહીએ વળી શું એમની ખુશામત કરીએ નાના તેમ નહિ જુઓ સાંભળો પોતાના પતીને આપણા પગના અંગુઠાએ એકસો આઠ વાર પાણીથી ધોઇ અને તે પાણી જ્યારે પોતાના પતીને પાઇએ ત્યારે તેનું નામ સ્ત્રી કહેવાય છે બાકી તો બીલાડીની પેઠે જે મળે તે ખાઇને બેસી રહેવું એમાં સ્ત્રીઓની નાલાસી ગણાય છે,

આવું સુતાર કન્યાનું બોલવું સાંભળી રાજા વીક્રમ વીચારમાં પડયો કે ઓહો શું એનું ભાષણ ઠીક છે અત્યારે બોલવાની જરૂર નથી પણ પરભાતે એના ઘરની નીશાની રાખી હું એના બાપની પાસે આ કન્યાની માગણી કરીશ પછી જોઉં તો ખરો કે એ સુતાર કન્યા મને કેવી રીતે પાણી પાય છે આવો રાજાએ વિચાર કરી તુરત છાનો માનો ચારે કન્યાઓ પાછળ ચાલવા લાગ્યો અને રસ્તામાં જે જે સખીનું ઘર આવતું ગયું તેમ તેમ છુટી પડવા લાગી હવે છેવટે સુતાર કન્યા એકલી પોતાના ઘરમાં ગઇ કે તુરત રાજાએ તેના ઘરની નીશાની રાખી લીધી અને ત્યાંથી રાજા પાછો ફરી પોતાના મહેલમાં આવી સુઇ ગયો હવે જ્યારે સવાર થયું ત્યારે રાજાએ એક માણસને પોતાની પાસે બોલાવી અને કહ્યું કે જા ફલાણા સુતારને જલદી બોલાવી લાવ. આવો રાજાનો હુકમ થતાં તુરત તે માણસ સુતારના ઘેર આવી તેને બોલાવી મહારાજા વિક્રમ પાસે લાવી હાજર કર્યો કે તુરત રાજા વીક્રમ સુતારને કહેવા લાગ્યા કે તારી કન્યા મારી સાથે પરણાવ અને તારે જે જોઈએ તે વસ્તુ મારી પાસેથી માગી લે આવું રાજાનું બોલવું સાંભથી સુતાર હાથ જોડી કહેવા લાગ્યો કે ભુપાલ મારી કન્યા આપને હુ જરૂર પરણાવીશ પણ અત્યારે મારે કંઇ પણ વસ્તુ લેવી નથી અને આપ આવતી કાલે આપના થોડા ઘણા માણસો સાથે લઇ મારા મકાને આવી તુરત તે કન્યાનો હાથ ઝાલી આપ આપના મહેલે પાછા પધારજો આવું સુતારનું બોલવું સાંભળી બીજે દીવસે રાજાએ સુતારને ઘેર જઇ તેની કન્યાનું પાણી ગ્રહણ કર્યું અને પોતાના મહેલમાં સુતાર કન્યાને રાખી હવે એટલામાં સુર્યપુરી મહારાજાનો અંનુચર રાજા

વીક્રમ કને આવી કહેવા લાગ્યો કે હે ભુપાલ ચક્રવર્તી પરદુઃખ ભંજન રાજા વીક્રમ મારી એક વાત સાંભળી તમે ત્રુરત મારી સાથે ચાલો આવું ,અનુચરનું બોલવું સાંભળી વીક્રમ કહે છે કે પ્રથમ તમારી હકીકત જાહેર કરો પછી હું વીચાર કરી તમારી સાથે આવીશ આ પ્રમાણે રાજા વીક્રમે અનુચરને કહ્યું કે ત્રુરત અનુચર સુર્યપુરના મહારાજાની કુંવરીનો હેવાલ કહેવો શરૂ કર્યો કે હે પરદુઃખભંજન રાજા વીક્રમ સાંભળો અમારા સુર્યપુરના મહારાજાને એક ઇંદ્રની અપસરા જેવી—વળી બુદ્ધીશાળી—બાર કળાઓની જાણુ-નારી એક કન્યા છે અને તે કન્યા છે અને તે કન્યા પોતાના એક મહેલના સાતમા મજલે રહે છે અને એકથી છ મજલા સુધી એક એક દાસી રહે છે વળી એ કન્યાને પરણુવા માટે દેશ દેશના રાજા વીચાર કરે છે પણુ તેમાં કોઇનો વીચાર સફળ થતો નથી કાર-ણુકે એ રાજકન્યાએ એક ઢંઢેરો બાહેર પાડયો છે અને તે ઢંઢેરો એવો કે કોઇ પણુ રાજા મારી પાસે બેસી ચોપાટ બાજી ખેલી મને જીતી લે વળી હું દરરોજ બાવન જાતની રસોઇ કરૂં છું તે રસોઇને આવનાર માણુસ પોતાની જીભ વડે ચાખી તેની પરીક્ષા કરી આપે તેને હું મારી વરમાળા પહેરાવી દઉં આ ઢંઢેરો સાભળી એક સો આઠ રાજાઓ તો કેદમાં સડયા કરે છે અને બીજા રાજાઓ આ હકીકતથી રાજબાળાને પરણુવાનો વીચાર માંડી વાળ્યો છે હવે એક પણુ દેશનો રાજા રહયો નથી—ઘણુા રાજાઓ જઇ આવ્યા એવું ધારી સાર્વભોમ વીક્રમ રાજા હું તમારી પાસે આવ્યો છું અને આપ પરદુખભંજન છો માટે તમને મારી સાથે લઇ જવા આવ્યો છું આવું દુતનું બોલવું સાંભળી ત્રુરત રાજા વીક્રમ પોતાના એક

હજાર માણુસના રસાલા સાથે નીકળ્યા તે વખતે રાજા વીક્રમની રાણી કે જે સુતારની છોકરી પરણી લાવ્યા છે તે પુરૂષનો વેશ ધરી એક હજાર માણુસના રસાલામાં પેસી ગઇ અને ધીરે ધીરે ચાલવા લાગી હવે રાજા વીક્રમ દર મજલ કરતો બસો ગાઉના છેટે આવી પડાવ કર્યો છે ત્યાંના રાજાએ રાજા વીક્રમને એક દીવસ રહેવાની આજીજી કરી અને તે રાજાની છોકરીએ પેલી પુરૂષ વેષે સુતારની કન્યા ઉભી છે તેના ઉપર દષ્ટી કરતાં પોતાને સ્ત્રી હોય એવો શક આવવા લાગ્યો કે તુરત ખંડીયા રાજાની રાજ બાળાએ મહારાજા વીક્રમ પાસે આવી કહ્યું કે હે ભુપાલ આપણા લશ્કરમાં જે પેલો પુરૂષ છે તે ખરો પુરૂષ નથી પણ સ્ત્રી હોય એમ મને વહેમ પડે છે માટે એની પરીક્ષા કરવી જોઇએ આવું રાજબાળાનું બોલવું સાંભળી તુરત પેલા વેષધારી પુરૂષને બોલાવી રાજા વીક્રમ કહેવા લાગ્યો કે હે યોવન રાજકુમાર આજ રાત્રીએ તમારે આ ફુલની પથારી ઉપર સુઇ રહેવું અને કંઇ પણ કોઈ જોડે વાત ચીત કરવી નહી આવું રાજાનું બોલવું સાંભળી તુરત સુતાર કન્યા ચેતી ગઇ અને વીચાર કરવા લાગી કે રાજાને મારી પરીક્ષા કરવા માટે આ કારસ્તાન રચ્યું છે અને રાજાએ ભંભેરના આ ખંડીઆ રાજાની રાજબાળા છે પણ કંઈ ચીંતા નહી જોઉ છું અને શું થાય છે એવો વીચાર કરી તુરત ફુલની પથારી પાસે આવી અને રાજાએ ચોકી પેરા મુકી દીધા આણી તરફ રાતના બાર વાગ્યા એટલે તુરત સુતાર કન્યાએ પોતાની પાસે કેફી વસ્તુ હતી તે પેલા ચોકીદારોને ખવરાવી. અને તેમને બેભાન બનાવી તુરત ત્યાંથી નીકળી ગઇ અને સ્ત્રીનો વેષ રાખી એક વીણા હાથમા લઇ વગાડવા બેઠી અહીં રાજા વીક્રમ

બેઠો બેઠો વીચાર કરે છે કે અરે મારા ભાનને ભુલાવે એવો આ વીણાનો નાદ કયાંથી આવે છે એમ ધારી પોતે પેલી વીણા વગાડે છે તે સ્ત્રી પાસે જઇ ઉભો રહ્યો એટલે વીણા વગાડનાર સ્ત્રીએ તુરત પોતાની વીણા વગાડવી બંધ કરી દીધી અને ત્યાંથી ચાલવા માંડયું કે તુરત રાજા વિક્રમે તેની પાસે જઇ તેને પુછવા લાગ્યો કે હે બાઈ આપ કોણ છો અને કયાંથી આવો છો ત્યારે વીણા વાળી બાઇ કહે છે કે હે રાજા વિક્રમ હું ઈંદ્રની અપસરા છું અને આ મૃત્યુ લોકમાં ગમન કરવા આવી છું અને હું એક કલાક પછી ચાલી જઇશ આવું તેનું બોલવું સાંભળી રાજા વિક્રમ કહે છે કે હે ઇંદ્રની અપસરા તુ એક વાર તારી વીણા વગાડી મારા દીલને આનંદ આપ. ત્યારે વીણા વગાડનારી કહે છે કે હે રાજા એ કામ કદી બનશે નહી તું તારા રસ્તે ચાલ્યો જા. ત્યારે રાજા નમ્રતા પુર્વક કહે છે કે મૃત્યુ લોકોના દીલને ખેંચી લેનાર અને તારી મધુરી વીણાના નાદથી બેભાન બનાવનાર હે ઇંદ્રની અપ્સરા અત્યારે તારે જે જોઇએ તે મારી પાસેથી માગી લે પણ એકવાર મારા ભમી ગયેલા ચીતને તારી મધુર બંસીથી મનોહર રાગ કાઢ અને તે રાગ મને સંભળાવવાથી મારા ચીતને આનંદ કર આવું રાજાનું બોલવું સાંભળી અપસરા કહે છે કે મૃત્યુ લોકોના માણસ અત્યારે જ્યારે તારી એવી મરજી છે તો હું તમારી પાસેથી એક વચન માગી લેવા ઇચ્છા રાખું છું અને તે વચન એ કે મારા જમણા પગના અંગુઠાનું એકસો ને આઠવાર ધોએલું પાણી જો તારે પીવાની ઇચ્છા હોય તો તે તુરત તમે પાણી પી જાવ એટલે મારી વીણા વગાડવી ચાલુ કરૂં આવું અપસરાનું કહેવું સાંભળી તુરત રાજા હાથ જોડી કહેવા લાગ્યો કે હે અપસરા તારૂ કહેવું મારે

કબુલ છે અને તે પાણી લાવ હું પી જાઉં આવું રાજાનું બોલવું સાંભળી અપસરાએ તુરત પાણી હાજર કર્યું અને રાજા પાણી પી ગયો અને વીણા કયારે વાગે એમ રાહ જોઇ જોવા લાગ્યો જેમ ભુખ્યો માણસ ખાવાની રાહ જુવે છે વળી ગરીબ માણસ પઈસાની રાહ જુએ છે તેમ અત્યારે રાજા વીક્રમ પરદુ:ખભંજન સર્વભોમ ચક્રવર્તી રાજા વીણાની રાહ જોઇ રહ્યો છે એટલે તુરત અપસરાએ વીણા વગાડવી સરૂ કરી અને જ્યારે વીણાનો નાદ એના કાનમાં ગયો કે રાજા બેભાન થઇ ગયો. વળી તેને કંઇ ચેન પડે નહિ અને ફક્ત અપસરા સામુ જોઇ વીચાર કરવા લાગ્યો અને અપસરાને કહેવા લાગ્યો કે હે પરી અત્યારે મારા ચીતને ડોલાવનાર તારા વગર આ મૃત્યુ લોકમાં એક પણ સ્ત્રી મારા જોવામાં કે સાંભળવામાં આવી નથી માટે હે અપસરા અત્યારે તારી વાગતી વીણા એકદંમ બંધ કરી તું મારી સાથે પ્રેમની વાતો કરી અત્યારે મને શાન્તી આપ ત્યારે અપસરા કહે છે કે હે રાજા અત્યારે મારે બેસવાનો ટાઈમ નથી તેમજ વખત થઇ ગયો છે માટે હું તો હવે અહિંથી જતી રહીશ પણ જ્યારે તમો આટલો બધો મારા ઉપર પ્રેમ રાખો છો તો હું આવતી કાલે તમને જરૂર મળીશ માટે હવે જાઉં છું અને જ્યારે આવતી કાલે તમને હું ભેગી થઈશ તો ખરી પણ અત્યારે જતી વખત આપ મને પાછી ભુલી ના જાવ તે માટે આપ મને કંઇ નીસાની આપો અત્યારે રાજાએ એક રૂમાલ પોતાની વીંટી એ બે વસ્તુઓ આપી કે તુરત અપસરા પુરૂષનો વેશ બદલી પેલી ફુલની પથારી આગળ આવી બેસી ગઇ અને રાજા વીક્રમ નીદ્રાને સ્વાધીન થઇ ગયો હવે જ્યારે પ્રભાત થયું ત્યારે બંદીઆ રાજાની

રાજકુમારી તપાસ કરવા આવી તો ફુલની પથારી બીલકુલ કરમાઇ નથી એથી ઉદાસ થઇ રાજા વીક્રમ કને આવી પોતાના અપરાધની માફી માગવા લાગી અને પસ્તાવો કરવા લાગી ત્યારે રાજા વીક્રમે કહ્યું કે આવુ કામ હવે પછી કોઇ દીવસ કરીશ નહિ હવે બીજે દીવસે રાજા વીક્રમનો ત્યાંથી મુકામ ઉપાડી સુર્ય પુરના મહારાજાના દેશ જવા નીકળ્યા અને દરમંજલ કરતાં એક બે દિવસમાં આવી પહોંચ્યા કે તુરત સુર્યપુરના રાજાએ તેમને ઉતરવાની સગવડ કરી આપી અને પછી રાજા વિક્રમને રાજબાળાના મહેલ પાસે લાવી ઉભા કર્યા કે તુરત છડીદારે એક તોપનો અવાજ કર્યો કે પેલા મજલે જે દાસી હતી તે ચેતી ગઇ અને કહેવા લાગી કે મહારાજા વીક્રમ અમારા મહેલ પાસે અમારી સાહેલીને જીતવા સારૂ નીચે આવી ગયા છે એમ ધારી તુરત દાસીએ એક ઘંટ વગાડવો શરૂ કર્યો કે તુરત રાજા વીક્રમ રાજબાળાના મહેલના પહેલે મજલે આવી પહોચ્યા અને આમતેમ જોવા લાગ્યા કે તુરત દાસી રાજા વીક્રમ કને આવી હાથ જોડી કહેવા લાગી કે હે પરદુઃખભંજન મહારાજા વીક્રમ આજે આપ અમારા મહેલમાં આવી અમોને જે આનંદ આપ્યો છે તેવો આનંદ આપ અમારી રાજબાળાને બાજીમાં જીતી લઇ તમારા આત્માને આનંદ આપો અને અત્યારે મારી આ અલ્પ ભેટ પાન સોપારી ચાહ વગેરે પી મારી સાથે આવી આ સામેના પલંગ ઉપર આપ બીરાજો એટલે હું તુરત બીજે દાદરે બીજી દાસીને આપના આવ્યાંની ખબર આપી આવું દાસીનું બોલવું સાંભળી રાજા વીક્રમ ચાહ પીવા ઉભા રહ્યા અને તુરત ચા પીધા પછી પલંગ ઉપર બેઠા કે તુરત નીચે કુવો હતો તેમાં ઉતરી પડયા આ ચમત્કાર જોઇ તુરત દાસીએ

એક તોપનો બીજો અવાજ કર્યો અને જણાવ્યું કે મહારાજા વીક્રમ ગેબ થઇ ગયા છે અને તેમનો પતો નથી આવું દાસીનું બોલવું સાંભળી રાજા વિક્રમના માણુસો અને નગરના લોકો દીલગીર થઈ ગયા અને કહેવા લાગ્યા કે અહો પરદુઃખભંજન રાજા વીક્રમ પણ હારી ગયો તો બીજા રાજાઓનું શું ગજું આવી વાત જ્યાં ત્યાં સંભળાય છે કે એકદમ સુતાર કન્યા કે જે પુરૂષના વેસમાં આવેલી છે તે એકદમ વીક્રમના લકરમાં આવી કહેવા લાગી કે તમો ચીંતા કરશો નાંહિ હમણાં હું મહારાજાને શોધી લાવું છું એમ કહી લશ્કર પાસેથી રાજા વીક્રમનો પોશાક પહેરી તુરત ઢંઢેરો પીટાવ્યો કે હે સુર્યપુર દેસના મહારાજા અત્યારે રાજા વીક્રમ તો અહિં આવ્યા નથી પણ તેમના દીવાન આવ્યા હતા. તે ગેબ થઇ ગયા અને રાજા વિક્રમ તો અત્યારેજ હજી આવે છે આવું સુતાર કન્યાનું બોલવું સાંભળી લોકો તો છક થઇ ગયા અને કહેવા લાગ્યાં કે રાજા વીક્રમ તો હજી પાછળથી આ-વેલ છે અને ગેબ થઇ ગયા તો રાજા વીક્રમના દીવાન હતા આ પ્રમાણે લોકોને સમજાવીને તુરત સુતાર કન્યા રાજા વીક્રમ મનો પોસાક પહેરી રાજબાલાના મહેલની પાસે આવી ઉભો રહયો કે તુરત છડીદારે તોપનો અવાજ કર્યો અને રાજા વીક્રમ બનાવટી થયેલ છે તે એકદમ પહેલે મજલે જઇ દાસી પાસે આવી ઉભો રહયો કે તુરત દાસીને પ્રથમની માફક રાજા વાસ્તે ચાહ દુધ પાન સોપારી વગેરે તમામ વસ્તુ લાવી હાજર કરી અને હાથ જોડી કહેવા લાગીકે હે ભુપાળ આપ આ વસ્તુને આરોગી જાવ અને પછી આપ મારી સાથે સામે રહેલા પલંગ ઉપર બીરાજો આવુ દાસીનુ બોલવુ સાંભળી તુરત રાજા વીક્રમ પાન સોપારી ચાહ

વગેરે ખાઇને એકદમ દાસી પાસે આવી પલંગ સામી દ્રષ્ટી કરી હવે આંહી દાસી રાજાને પલંગ ઉપર બેસવાને માટે પ્રાથના કરે છે ત્યારે રાજાએ તુરત દાસીના હાથ બાંધી એક થાંભલા આગળ લાવી તેને ત્યાં સજડ બાંધી દીધી એટલે દાસીથી હાલી ચાલી શકાય નહિ આવી રીતે દાસીને કબજે કરી તુરત પલંગ પાસે આવી પલંગ ઉભો કરી દીધો કે નીચે કુવો માલુમ પડયો આ પ્રમાણે દાસીનું કપટ ખુલ્લુ થવાથી પોતે પુરતો માહીતગાર થઇ ગયો અને દાસીને ફીટકાર આપવા લાગ્યો પછી તુરત બીજે મજલે આવી ઉભો રહયો એમ છ મજલા સર કરી સાતમે મજલે રાજબાળાના સનમુખ આવી પહોંચ્યા એટલે રાજકન્યાએ તુરત મહારાજા વીક્રમને બેસવા માટે આસન આપ્યુ અને પાન સોપારી ચાંહ વગેરે લાવી હાજર કર્યો કે તુરત રાજા વીક્રમે ચાહ પીધાં પછી શાન્તીથી આંમતેમ તેના મહેળમાં જોવા લાગ્યા ત્યારે રાજકન્યા કહે છે કે હે ઉજેણી નગરના પરદુખભંજન મહારાજા અત્યારે તમારા આવવાથી મને મારા અંતરમાં આનંદ અને શોક થયા કરે છે, ત્યારે રાજા વિક્રમ કહે છે કે તેનુ શું કારણ કહી દે રાજબાળા કોઇપણ માણસને તો ફકત આનંદ હોય અગર કાંતો દીલગીર હોય પણ તને તો આનંદ અને દીલગીરી બન્ને સાથે ઉભું થવાનું કારણ મારા સમજવાંમાં આવતું નથી ત્યારે રાજકન્યા કહે છે કે હે ભુપાળ આંપ મારા મહેલે પધારી જો કદાપી દેવ યોગે તમો મારી સરત પ્રમાણે મને જીતી લેશો તો હું આપની રાણી થઇશ એમ ધારી મને આનંદ થાય છે કારણ કે હવે આપના સિવાય મને જીતનાર કોઈ રાજા રહયો નથી વળી કદાચ દેવયોગે જો કદાપી તમારી હાર થશે તો મારી અને બીજા ગરીબ લોકોની શી દશા થશે કારણ કે તમો ગરીબને સારી મદદ કરો છો વળી આસરો આપો

છો તેમના દુખને જાણો છો અને તેમને કેમ સુખે થાય તે માટે આપ પ્રયત્ન પણ કરો છો એમ ધારી હુ હે રાજા કદાપી તમે મારા બંધીખાને પડી જશો તો ગરીબની અને મારી શી દશા થશે એમ ધારી મને શોક થાય છે આવુ રાજકન્યાનું બોલવુ સાંભળી રાજા વીક્રમ કહેવા લાગ્યો કે હે રાજકન્યા આ તમારૂ બોલવુ તદન વૃથા છે કારણ સુખ દુખ દરેક માણસને પોતાના ભાગ્ય પ્રમાણે મળે છે. તેમાં હું કરૂ અને હુ કરીશ એ બધુ અજ્ઞાની માણસોના મનની કલ્પના છે માટે હે રાજકન્યા આવો દયા ભાવ તમારા દીલમાં છે તો તમોએ બીચારા નીરઅપરાધી એકસોને આઠ રાજાઓને શા માટે કેદમાં રાખ્યા છે એમણે શો તમારો ગુનોહ કર્યો હતો વળી કદાચ આ તમોએ જે ઢંઢેરો તમને જીતવાનો તમે બહાર પાડયો છે તેમાં કદાચ કોઇ રાજા તમારી સરત પ્રેમાણે તમને જીતી ના શક્ત તો તમે શું કુંવારા રહેત આ પ્રમાણે રાજા વીક્રમના વચન સાંભળી રાજકન્યા કહે છે કે હે ભુપાળ મેં મારૂં સત્ય અને વચન જાળવવા માટે એકસોને આઠ રાજાઓ એમની સરત પ્રમાણે હારી ગયા છે અને પ્રથમથી તો લોકો જાણતા હતા છતાં અભીમાન રાખી હું જાઉં હું જાઉં એમ દરેકના મનમાં તુરંગ આવતો હતો પણ દેવયોગે કોઇનાથી કામ થઇ શકયું નહી માટે તે લોકોની અંદર ખટપટ થાય નહીં અને કોઇ દીવસ વીચાર પણ આવે નહિ. આપણે ફલાણી કન્યા લાવ્યા વગર રહી ગયા એમ ધારી મેં તેઓને કેદ કર્યા છે વળી હે રાજા વીક્રમ જો કદાપી કોઇ રાજાથી આ કામ ના બને તો હું મારી જીંદગી યોગીના વેષમાં રહી નીરંતર હરીના નામનું ભજન કરી મારૂં જીવન ગુજારીશ પણ

કદાપી સૂર્ય આથમણો ઉગે અગર ઉત્તરમાં ઉગે તો પણ પોતાનો પ્રકાશ છોડતો નથી તેમ હું પણ મારા વચનનો ભંગ કરીશ નહિ એ નક્કી સમજવું આ પ્રમાણે રાજ કન્યા બોલી રહી કે રાજાએ કહ્યું કે રાજકન્યા બોલ હવે તારો સો હુકમ છે એટલે રાજકન્યા તુરત ચોપાટ બાજી લાવી બન્ને જણાએ રમત રમવી શરૂ કરી આ પ્રમાણે ચોપાટ ખેલતાં એકવાર બે વાર ત્રણ વાર રમ્યાં તેમાં રાજકન્યાની હાર થઇ એટલે તુરત પોતે બત્રીસ જાતની રસોઇ તઇઆર કરેલી રાજા આગળ લાવી મુકી દીધી અને કહ્યું કે આ રસોઈ આપ જીભ વડે ચાખી મને જણાવી દો કે આ કઇ વસ્તુઓ છે એટલે રાજા વીક્રમે દરેક વસ્તુ પોતાની જીભે અડાડી એક પછી એક વીગતવાર નામ જણાવી દીધાં કે તુરતજ રાજકન્યા પોતાના વચન પ્રમાણે હાર લઇ રાજાના ગળામાં નાખવા આવી પણ રાજા વીક્રમ કહે છે કે હમણાં ઉભી રહે પ્રથમ પેલા કેદી રાજાઓને છુટા કરી હું આવું છું એમ કહી બનાવટી વીક્રમ તુરત પહેલે મજલે આવી કેદમાં પડેલા તમામ રાજાઓને છુટા કર્યા અને મહારાજા વીક્રમને પણ પોતાની પાસે લાવી રાજકન્યાને સમજાવી કહ્યું કે હે રાજકન્યા તને જીતનાર હું વીક્રમ રાજાની સ્ત્રી છું અને મેં પુરૂષનો વેશ ધારણ કર્યો છે. માટે હવે મારૂં કહ્યું માની આપણા આ સાચા મહારાજા વીક્રમ નરેસને તું તારી વરમાળા પહેરાવ અને તારા ઉપર એમને વીજય મેળવ્યો તેથી. નગરના લોક જાણે એથી બંદુકના અવાજ કર આ પ્રમાણે સુતાર કન્યાએ રાજકન્યાને સમજણ પાડી તુરત ઉજ્જેણી નગરીના પરદુઃખભંજન મહારાજા વીક્રમના ગળામાં

વરમાળા નાખી કે તુરત બંદુકના અવાજ સરૂ થયા અને નગરના તમામ લોકોને જાણ થઇ કે મહારાજા વીક્રમે આપણી રાજકુમારી ને જીતી દરેક કેદી રાજાઓને છોડાવી પોતાના દેશ જવા તૈયાર થયા છે આ પ્રમાણે નગરના લોકો કહેતા કહેતા પોતાના મકાન તરફ જાય છે અને આંહી આગળ સુર્યપુરના મહારાજાએ આવી રાજા વીક્રમને પ્રણામ કરી પોતાની કન્યાને પોતાની શકતી પ્રમાણે દાન આપી રાજા વિક્રમને વીદાય કર્યા અને દર મજલ કરતો પોતાના રાજમાં આવી પહોંચ્યો અને સુખેથી દીવસો ગુજારવા લાગ્યા આ પ્રમાણે પલંગની ત્રીજી પુતળી કુમારને કહે છે કે હે દેવદત્ત કુમાર જેવી રીતે સુતાર કન્યાએ રાજા ઉપર ઉપકાર કર્યો તેમ તું પણ રાજની અંદર દુખી લોકો અનાથ માણસો અને વળી ગરીબ માણસોની દરરોજ દાદ સાંભળી તેમનાં કામ કરજે અને પરોપકાર કરવામાં કદી પણ આળસ રાખીસ નહિ આ પ્રમાણે પલંગની ત્રીજી પુતળી વારતા કહી એકદમ આકાશમાં ઉડી ગઇ અને કુમાર પાછો પલંગ પાસે આવી ઉભો રહયો.

# પલંગની ચોથી પુતળી બોલે છે.

હે કુમાર સાંભળ, ઉજેણી નગરની અંદર મહારાજા પરદુખ ભંજન, પરોપકારી અને દયાળુ વીક્રમ નામે રાજા રાજ્ય કરે છે. એ પ્રમાણીક રાજાની પાસે પોતાના પ્રાણથી વહાલો અને દરેક કામમાં સલાહ આપનાર એક પોપટ છે રાજા વીક્રમ એક દિવસ પોતાના મહેલમાં જમી પલંગ ઉપર બેઠો છે અને સામે પોપ-

ટનું પાંજરૂ લટકાવેલું છે એટલામાં સમયને જાણનારો પોપટ રાજા વીક્રમને નમૃતા પુર્વક કહેવા લાગ્યો કે હે ચક્રવર્તિ રાજા વીક્રમ આજે હું આપની પાસે ઘણા દીવસની છુપાઇ રહેલી વાત આપની આગળ જાહેર કરવા માંગુ છું ત્યારે રાજા કહે છે કે હે વહાલા પોપટ તારી આગળ મારે કોઈપણ જાતની જુદાઇ નથી તેમ તારી ઇચ્છામાં આવે એમ દરરોજ મને નવીન સમાચાર સંભળાવે છે છતાં આજે કઇ વાત કહેવાની રહી ગઇ કે જેથી કરી મંજુરી લેવી પડે છે પણ હે સુકરાજ તારી ગમે તે વાત હોય તે જલદી મારી આગળ જાહેર કર આવું રાજા વીક્રમનું બોલવું સાંભળી તુરત પોપટ ધીરેથી કહેવા લાગ્યો કે હે ભુપાળ આજ કાલ કરતાં બે વરસથી આપની પાસે હું કાયમ રહયો છું અને વળી રહીશ તેમ મારા સ્વભાવને પણ આપ જાણી ગયા છો વળી કોઇ દીવસ આપને મેં એક અક્ષર પણ જુઠો કહયો નથી તો આપને કહેવાનું એટલુંજ છે કે મારે મારા દેશ જઈ મારા પીતા મા અને મારાં સગાં સંબંધીને મળવા જવાનો વીચાર છે અને આજેજ વીચાર છે માટે જો આપ મારા ઉપર રહેમ રાખી મને પાંચ દીવસની રજા આપવા કૃપા કરશો અને હું પાંચ દીવસ પછી પાછો જરૂર આવીશ આ મારી આપની પાસે માગણી છે માટે હવે આપ રજા આપો એટલી વાર છે આ પ્રમાણે પોપટનાં વચન સાંભળી એકદમ રાજા પલંગ ઉપર પડી ગયો. અને શાંન્ત રાખી વીચાર કરી પોપટને કહેવા લાગ્યો કે હે પોપટ તારો અને મારો જીવજાન સ્નેહ છે અને એ સ્નેહના લીધે હું તારાથી એક મીનીટ પણ જુદો રહી શકતો નથી છતાં આજે તમોએ જે મારી પાસે પાંચ દીવસની રજા માગી તે હું તમોને તમારા બોલવા ઉપર ભરૂસો રાખી તમારા વીશ્વાસે

રહી જેમ તેમ પાંચ દીવસ કાઢી નાંખી તમો જલદી પાછા આવી મારા દુઃખી થએલા હૃદયને સંતોષ આપસો એવી આ-પની પાસે મારી માગણી છે એમ ધારી હું તમોને રજા આપું છું આ પ્રમાણે પોપટને રાજા વીક્રમે સમજાવી તેના ઉપર ભરૂસો રાખી તેને છુટો કર્યો એટલે પોપટ તુરત ઉડતો ઉડતો પચાસ ગાઉના છેટે એક ભયંકર જંગલના લીમડાના ઝાડ ઉપર આવી વીસામો લેવા બેઠો કે તુરત એ જંગલમાંથી એક ગેબી અવાજ થયો ત્યારે પોપટ કહેવા લાગ્યો કે આ ભયંકર જંગલમાં મારા ચીતને ડોલાયમાન કરનાર કોણ હરામજાદો સંતાઇ પેઠો છે આવો પોપટનો અવાજ સાંભળી તે જંગલમાંથી એકદમ બહાર આવી મેના પોપટને કહેવા લાગી.

મેના—હે પોપટ તમે આ ભયંકર જંગલમાં આવી મારા પીતાના સીંહાસન ઉપર બેસી આજે તઓએ એક ભયંકર ગુનો કર્યો છે.

પોપટ—હે મેના તારા પીતાને આ જંગલ અને સીંહાસન કયાંથી બક્ષીસ મળ્યાં છે.

મેના—હે પોપટ મારા પીતાને બક્ષીસ મળ્યાં નથી પણ આ જંગલના રહેનાર તમામ પક્ષીઓ ઉપર મારા પીતાએ વીજય મેળવી સર કરેલો છે.

પોપટ—હે મેના કુદરતનું બનાવેલું આ જંગલ અને સીંહાસન હજારો પશુ પક્ષીઓ તેમજ મુસાફરો માણસોને આરામ લેવાનું આ સ્થાન છે તે શું તારો બાપ બચાવી પડયો છે.

મેના—હે પોપટ આવું અભીમાનનું વચન બોલી મારા પીતાના નામને બટો લગાડ નહિ.

પોપટ—હે મેના નહિ તો તું શું કરીશ.

મેના—હે પોપટ હમણાં મારી સાહેલીઓને બોલાવી કેદ કરીશ.

પોપટ—હે મેના હજુ તું મને ઓળખતી નથી કે હું કોણ છું.

મેના—હે પોપટ કહો ત્યારે આપ કોણ છો અને કયાંથી આવ્યા છો.

પોપટ—હે મેના હું ઉજેણી મહારાજા પરદુઃખ ભંજન વીક્રમરાજાનો સાચો સલાહકાર અને જીગરજાન એમનો મીત્ર છું પણ અત્યારે મુસાફરી કરવા નીકળી પડયો છું.

મેના—હે પોપટ વીક્રમરાજાના દરબારમાં આપ શું કામ કરો છો.

પોપટ—હે મેના સાંભળ વીક્રમરાજાના દરબારમાં દરરોજ દેશ દેશના રાજાઓને કેવી રીતે જીતી લેવા કેવી રીતે વશ કરવા વળી કયા દેશમાં દુશ્મન રહી ગયો છે કયો રાજા અમારી આગ્ના માનતો નથી વળી કોણ અમારા રાજમાં સુખી છે અગર કોણ દુઃખી છે વળી કયાં દેશના રાજાને અભીમાન છે વગેરે હજારો કામ મારો જાતે કરવાં પડે છે તેમાં વળી એ કામ તો મેં તને જુજ કહી દેખાડયાં પણ બાકી બીજાં ઝીણાં કામ કહેવા બેસુ તો તે કામનો પાર પણ આવે તેમ નથી.

મેના—હે પોપટ ત્યારે તમે છડી સ્વારીએ મુસાફરીએ કેમ નીકળ્યા છો.

પોપટ—હે મેના હજારો માણસને સાથે લાવવાથી મારાથી જોઇએ તેવી મુસાફથી થઇ શકતી નથી વળી જ્યાં જવું હોય ત્યાં જઈ શકાય નહિ એમ ધારી હું એકલો મુસાફરી કરવા નીકળ્યો છું.

મેના—હે પોપટ ત્યારે તમારો દેશ અને દરબાર મને સાથે લઇ જઇ દેખાડશો.

પોપટ—હે મુર્ખ મેના વીક્રમના દરબારમા અને એમના દેશમાં તારા જેવી નીરબળ બાળાને લઇ જતાં મારી કીરતીને ધોકો પહોંચે છે.

મેના–હે અભીમાની પોપટ વીચારીને બોલ જેમ જેમ હું નરમાશ વાપરૂં છુ તેમ તેમ તુ ખાલી બકવા કરી મારા રદયને દુખી કરે છે શું વીક્રમરાજાના દરબારમાં મને લઇ જતાં તારા બાપનો ગરાશ જતો રહેવાનો હતો.

પોપટ—હે મેના તું કંઇ વાતમા સમજતી નથી અને વળી સરખો ભાગ માગે છે તેમ વિક્રમરાજાના દરબારમાં સતીબાળા વગર કોઇ પ્રવેશ કરી શકતું નથી માટે તું તો શાન્તીથી આ ભયંકર જંગલમાં રહી સુખેથી દીવસે ગુજાર અને આડી અવળી વાત કરવી મુકી દે.

મેના–હે કમઅકલના પોપટ શું સતીબાળાના કપાળે સીંદુરનો ચાંલ્લો હશે અને બીજી સ્રીઓ અસતી હશે.

પોપટ–હે મેના મારા કેવાનો ભાવાર્થ એવો છે કે આ સંસારની અંદર દરેક માણસ સરખા હોતા નથી તેમ કોઇ પ્રાણી સુખી હોય અગર કોઇ પ્રાણી દુખી હોય તેમ સ્રીઓમાં પણ તારા જેવી ચાલાક હુશીઆર બોલાવામાં ચતુર રૂપમાં ઇંદ્રની અપસરા સરખી આવા તારામાં અનેક ગુણ છે માટે તેને ત્યાં લઇ જાઉ અને કદાચ દેવયોગે ત્યાં વિઘ્ન નડયું તો મારે તારા બાપને સો જવાબ દેવો એમ સમજી મેં તારો તીરસ્કાર કર્યો હતો માટે હે મેના આમાં તારા જેવી સદગુણ બાળાએ રીસ કરવી એ વાજબી ગણાય નહિ.

મેના–હે ચતુર પોપટ તારી અકકલ અને હુસીઆરી જોઇ

મારો વિચાર તમારી સાથે સ્નેહ રાખવાનો છે માટે આ મારી માગણી આપ કબુલ કરો.

પોપટ—હે મેના તારૂ કહેવુ વાજબી છે પણ માંરાથી તારા આપની રજા સીવાય તેમ મારા રાજા વીક્રમને પુછ્યા સિવાય આ કામ બની શકશે નહી

મેના—હે પોપટ હું મારા પીતાને બોલાવી તેમની પાસેથી રજા લઇ આવું તો તમને કંઇ હરકત છે.

પોપટ—હે મેના તારૂ કહેવું વ્યાજબી છે માટે જા તારા બાપને બોલાવી જલદી મારી પાસે આવ.

મેના—હે પોપટ આપના કહેવા પ્રમાણે હું જલદી મારા પીતાને બોલાવી લાવી તમારી આગળ હાજર કરૂં છું,

પોપટ—હે મેના બહુ સારૂ

આ પ્રમાણે મેના પોતાના પીતા પાસે આવી પોતે પોપટ આપણા દેશમાં અચાનક આવેલો છે એમ પીતાને સમજાવી તેને માન આપવા સારૂ મેના પીતાની સાથે લઇ તુરત પોપટની પાસે આવી ઉભી રહી એટલે મેનાનો બાપ પોપટને કહેવા લાગ્યો કે હે વીક્રમરાજાના સાચા સલાહકાર અને જીવન દોસ્ત આપ અચાનક અમારા જંગલમાં આવી અમને આનંદ આપ્યો છે તેથી અમો આપનો મોટો ઉપકાર માનીએ છીએ વળી હે શુકરાજ પારકાનાં કષ્ટ કાપવામાં દરરોજ આપ ઉદ્યમ કરો છો અને હજારો ગરીબ માણસનાં દુઃખ દુર કરી આપે જે વિજય મેળવ્યો છે એથી અમારા દીલને ઘણોજ સંતોષ પેદા થાય છે તો હે સુકરાજ અમારા ગરીબ ઉપર આજે કૃપા કરી આ મારી મેનાનું લગ્ન આપની સાથે કરશો અને અમને આનંદ આપશો

આવું મેનાના બાપનું બોલવું સાંભળી પોપટ મેનાના બાપને કહે છે કે કાકા આપનું કહેવું વાજબી છે પણ મારાથી આ કામ અહીં બનશે નહી કારણ કે મારા રાજા વીક્રમ તેમને પુછયા સીવાય કોઇ પણ કામ મારાથી થઇ શકતું નથી માટે હાલ આ વીચાર મુલતવી રાખો અને બીજીવાર જ્યારે હું આવીશ ત્યારે થઇ પડશે આવું પોપટનું બોલવું સાંભળી મેનાનો બાપ કહે છે કે હે શુકરાજ ગયો વખત પાછો આવતો નથી ગયા પ્રાણ પણ પાછા આવતા નથી તેમ અત્યારે તમે અચાનક અમારા જંગલમાં આવી ગયા છો તો આપને બે હાથ જોડી વીનંતી કરૂં છું કે આપ મારી મેનાને વીક્રમ રાજાના દરબારમાં આપની સાથે લઇ જઇ તેમની આગળ આપ લગ્ન કરાવાની મંજુરી મેળવી મારી નીરાશ થયેલી મેનાને સંતોષથી આપની પાસે રાખશો એવી મારી ઇચ્છા છે મેનાના બાપનું નમૃતાપુર્વક વચન સાંભળી પોપટ કહે છે કે હે કાકા આપનું કહેવું હું મંજુર કરૂં છું અને તમારી મેનાને સાથે લઇ જાઉં છું પણ જો કદાપી મારા રાજા વીક્રમ લગ્ન કરવાની ના પાડે એ હું તમારી મેનાને મારા અનુચર સંગાથે તમારી તરફ પાછી રવાના કરી દઇશ આ પ્રમાણે પોપટ મેનાના બાપની રજા લઈ અને મેનાને સાથે લઇ આકાશ મારફતે પોતાના રાજા વીક્રમ પાસે આવી પહોંચ્યો અને પ્રણામ કરી ઉભો રહ્યો કે તુરત રાજા વીક્રમ પોપટને જોઇ એકદમ તેની પાસે જઇ તેને ભેટી પડયો અને વીક્રમ પોપટને કહેવા લાગ્યો કે હે ચતુર પોપટ તું મારા પાસેથી પાંચ દીવસની રજા લઈ ગયો હતો છતા બે દિવસ વહેલો કેમ આવ્યો ત્યારે પોપટ કહે છે કે હે મહારાજા મારી કથની સાંભળી આપ ન્યાય આપશો એમ કહી

પોપટ રાજાને કહેવા લાગ્યો કે હે ભુપાળ આપની પાસેથી પાંચ દીવસની રજો લઇ હું આંહીથી પચાસ યોજન છેટે એક જંગલમાં જઇ આરામ લેવા એક લીમડાના ઝાડ પર બેઠો અને આ મારી સાથે આવેલી મેનાએ ગેબી અવાજ કર્યો એટલે મારે અને મેનોને ત્યા વાત કરતાં ચડા ઉતરી થઇ અને છેવટે મેના મારાથી હારી મારા સાથે લગ્ન કરવા માટે માગણી કરે છે ત્યારે મેં મેનાને સાથે લઈ આવી આપની પાસે હાજર કરી છે અને મેનાનો સંપુરણ વીચાર મારી સાથે સ્નેહ કરવાનો છે માટે હે ભુપાલ કહે મારે શું કરવું અને અમારી લઢાઇને કેવી રીતે દુર કરવી તેનો આપ સાહેબ વીચાર કરી અમારા બન્નેના કજીયાનો ચુકાદો આપશો એવી મારી આપની પાસે નમ્ર વીનંતી છે આ પ્રમાણે પોપટનું બોલવું સાંભળી રાજા વીક્રમ મેનાને કહે છે કે હે મેના તારો વીચાર પોપટની સાથે લગ્ન કરવાનો છે કે કેમ ત્યારે મેના કહે છે કે હે ભુપાળ મારી સંપુર્ણ મરજી છે પણ આપના સુકરાજ મારૂં કહેવું કબુલ કરતા નથી તો આપ મારા ઉપર હેત લાવી આ કામ જલદી કરી આપો ત્યારે રાજા વીક્રમ પોપટને કહે છે કે હે પોપટ મારૂં કહ્યું માની તું આજે આ મેનાની સાથે લગ્ન કર આ પ્રમાણે રાજા વીક્રમનો સવાલ અને ન્યાય સાંભળી પોપટ રાજાને કહે છે કે હે ભુપ એ કામ મારાથી બનસે નહિ ત્યારે રાજા વીક્રમ કહે છે કે હે પોપટ તેનું શું કારણ કે જેથી કરી આ મેનાની સાથે લગ્ન કરવાની ના પાડે છે ત્યારે પોપટ કહે છે કે હે ભુપાળ મારી એક સરત કબુલ કરે તો હું તેની સાથે લગ્ન કરૂં ત્યારે રાજા વીક્રમ પોપટને કહે છે કે હે પોપટ બોલ તારી સરત હોય તે અમને કહી બતાવ ત્યારે પોપટ કહે છે

કે આ મેના મારી સાથે ચોપાટ ખેલી તેમાં મને જીતી લે તો મારે લગ્ન કરવાની મરજી છે પણ જ્યારે અમો બાજી ચાલુ કરીયે ત્યારે આપના તમામ નગરના લોક વળી આપના અમલદાર દીવાન સાહેબ અને આપની મહારાણી વગેરે તમામ લોક અમારી બાજી જોવા માટે આવી જાય અને વળી જ્યારે બાજી ખલાસ થાય તે ઠેકાણે જેની જીત થાય ત્યાં બંદુકના અવાજ કરવા કે જેથી ઉજ્જેણી નગરીના લોકોને ખબર પઠી જાય આ સરત તમારે કબુલ હોય તો તે તરત માણુસો બોલાવી અને આંહી બાજી ગોઠવી તઇઆર થઇ જાવ આ પ્રમાણે પોપટના કહેવા પ્રમાણે રાજાએ ગામના તમામ લોકોને અમલદારોને મહારાણી વગેરે આવી પહોંચ્યા એટલે પોપટ અને મેના તુરત બાજી પાસે આવ્યા

પોપટ–મેનાને કહે છે કે હે મેના આજે ઉજ્જેણી નગરીની અંદર આપણી ચોપાટ બાજી જોવા માટે સારા સારા માણુસો ગૃહસ્થો અમલદારો અને રાજા મહારાણી વગેરે આવી હાજર થયાં છે તો આજે તારી ખરી કસોટીનો વખત છે માટે આજના રળીઆમણા દીવસે તારી તીક્ષણ બુદ્ધીથી અકકલ ઠેકાણે રાખી આંજે આ સામે પાથરેલી બાજી ઉપર પુરતું ધ્યાન આપી તેમાં વળી તું મારી સાથે ખેલ કરી અને મારા ઉપર વીજય મેળવી આ ઉજ્જેણી નગરીમાં તારી એકવાર નામના કરી લે કે જેથી આવનાર સભાના લોકો આપણી બાજી જોઇ દેશે દેસ અને ગામે ગામ આપના મહારાજા વીક્રમની કીરતી એકદમ ચોદીશાએ પ્રસરી જાય કે ફલાણા દીવસે રાજા વીક્રમના દરબારમાં મેના, પોપટ બાજી ખેલતાં હતાં અને એ બાજી જોવા માટે આખું નગર ભેગું થયું હતું એવું લોકો પોતાના દીલમાંથી આપણી વાત

જીતી જાય નહી તેમ તું પણ આજે પાછળથી નીરાશ થાય નહિ એમ ધારી વારંવાર હું તને સમજાવું છું આ પ્રમાણે પોપટની વાણી સાંભળી મેના કહે છે કે હે પોપટ તારૂં કહેવું અક્ષરે અક્ષર સાચું છે પણ મારે પોતે પોતાના મોઢેથી વખાણ કરવાં અને નાહક ખોટી બડાઇ મારી ખાલી થુંક ઉડાડવું એના કરતાં કામ કર્યા પછી કહી બતાવવું એ ઉત્તમ માણસોના લક્ષણ છે કે તારી પેઠે ખાલી લવલવ કરી નાહક બીજા માણસોને હેરાન કરવા. અને પાછળથી પસ્તાવો કરવો પડે તેના કરતાં ચુપ બેસી રહેવું એમાં મઝા છે માટે હે પોપટ જે થવાનું હસે તે થશે ચાલ તઇઆર થઇ જા અને આપની આ પ્રથમની રમત ચાલુ થાય તે પહેલાં મહારાજા વીક્રમને કહી એક એક બંદુકનો અવાજ કર આ પ્રમાણે મેના કહી રહી કે તુરત પોપટ રાજા વીક્રમને કહી એક બંદુકનો અવાજ કરાવ્યો કે તુરત રમત ચાલુ થઇ હવે પોપટ અને મેના સામસામી બેસી પાસા નાખે છે પણ એમાંથી એકની હાર જણાતી નથી તેમ કોઇને ખબર પણ પડતી નથી કે અમો કોની જીત થશે આવો વીચાર દરેકના મનમાં આવે છે પણ આંહી આગળ તો પુર જોસમાં ચોપાટ ખેલી રહયાં છે એમ સામાસામી પાસા નાંખતાં એક કલાક નીકળી ગયો અને ધીરે ધીરે પોપટના પાસા અવળા પડવા માંડયા કે શાણી મેના સમજી ગઈ કે પોપટની હારની નીશાની માલુમ પડે છે એટલામાં પોપટ પણ પાંસા નાખવામાં ઘણી ચાલાકી વાપરે છે આમતેમ ફાંફાં મારે છે પણ જ્યાં ભાગ્ય ખીલતું નથી ત્યાંસુધી માણસનો ઉદ્યમ નકામો તેમ આજે પોપટની પણ જોતજોતામાં હાર થઇ અને મેનાનો વીજય થયો કે તુરત રાજા વીક્રમે બંદુકનો અવાજ

કર્યો એટલે મેનાની જીતનો વાવટો પડી ગયો અને પોપટ નીરાશ થયો ત્યારે નગરના લોકો પોપટને કહેવા લાગ્યો કે હે અભીમાની પોપટ સુર્યના સામે ધુળ નાંખવાથી સુર્યનો પ્રકાશ ઓછો થતો નથી વળી સમુદ્રની અંદરથી પાણી કાઢી લઇએ તો પણ સમુદ્ર ખાલી થતો નથી અને જે બુદ્ધીશાળી માણસ છે તે ભલે મરણ પથારીએ પડેલો હોય પણ તેની બુદ્ધિમાં ફેરફાર નથી તેમ આજે વગર સમજે વગર પીછાણે નાહક જેમ તેમ બોલી તારીજ સરત પ્રમાણે તું હારી ગયો છે માટે હવે આ મેનાની સાથે લગ્ન કરી તારી જીંદગી સુખેથી ગુજાર આ પ્રમાણે તમામ લોકોના દેખતાં પોપટ કહે છે કે હે ઉજેની નગરીના મહારાજા પરદુઃખ ભંજન રાજા વીક્રમની વહાલી પ્રજા આજે હું એકી અવાજે કહું છું કે મારી ચોપાટ બાજીમાં હાર થયેલી છે એથી તમારે અગર મારે અફસોસ કરવાનું કંઇ પણ કામ નથી કારણકે સમે સમો બળવાન છે. નહિ પુરૂષ બળવાન કાબે અરજુન લુંટીઓ—એહી ધનુષ એહી બાણ તેમજ વળી મોટા મોટા મહાત્માઓ થઇ ગયા અને કહી ગયા છે કે કોઇ દીન સુવા સેજ કોઇ દીન ભોંય પથારી. કોઇ દીન અમૃત હાર કોઈ દીન લુખી ભાજી આ પ્રમાણે માણસો અને જાનવરોનાં જયારે ભાગ્ય પલટાય છે ત્યારે જગત પોતાનું સગુ હોય તે પણ દુશ્મન થઇ જાય છે જુઓ નળ રાજા અને સતી દમયંતી ભાગ્યના જોરે કરી બન્નેને વીયોગ થયો વળી પાંડવો જબરજસ્ત હતા તે પણ પોતાના કરમે કરી દુખી થયા. લંકાપતી રાવણ જેના ઘેર ચઉદ ચોકડીનું રાજ હતું પવન પંખો નાંખતો હતો. વાયરો પોતે કચરો સાફ કરી જતો હતો અને જેની ચોદીસાએ કીરતી ગાજી રહી હતી એવા જબરજસ્ત યોધ્ધાને પણ કુબુદ્ધી ઉભી થઈ એ પણ પોતાના ભા-

અનો વાંક છે એમાં કોઇની સીખામણ કામ આવતી નથી તેમ મારે પણ મારૂ નસીબ પલટાયું એટલે ચોપાટબાજીમાં હાર થઇ તો પણ મારૂ વચન પાળવાની ખાતર ભલે મારા પ્રાણનો નાશ થાય અગર એક વાર રાજા વીક્રમનું રાજ જાય તો પણ હું કદી મારા વચનનો ભંગ કરીશ નહિ માટે હે નગરના લોકો આજે મારા લગનની તૈયારીમાં મહારાજા વીક્રમને કહી આપણા રાજના તમામ દુખી લોકોને તેમજ આંધળા પાંગળા તમામ માણસોને બોલાવી તેમને દક્ષણા આપી સંતોષ આપો આ પ્રમાણે પોપટનું બોલવું સાંભળી સભાના લોકોએ મળી પોપટ મેનાને પરણાવી દીધાં એટલે બીજે દીવસે રાજાવીક્રમે પોપટના કહેવા પ્રમાણે ગરીબ લોકોને દાન આપી ખુસી કર્યા અને મેના પોપટ આનંદથી રહેવા લાગ્યાં આ પ્રમાણે પલંગની ચોથી પુતળી દેવદત્ત કુમારને કહે છે કે હે કુમાર તુ પણ કોઇ દીવસ અભીમાન કરીશ નહિ આ પ્રમાણે વાર્તા પુરી કરી પુતળી આકાશે ઉડી ગઇ અને કુમાર પલંગના વખાણ કરી આનંદ માનવા લાગ્યો અને વીચાર કરવા લાગ્યો કે આ દેવતાઇ પલંગ મેં સવાલાખ રૂપીઆનો લીધેલો છે પણ તેની કીમત મેં ઘણીજ ઓછી આપી છે કે કદાચ સવાલાખ રૂપીઆ તો શું પણ એકવાર મારૂ રાજ બક્ષીસ કરૂં તો આ પલંગની કીમત ઓછી છે અરે શું આ પલંગની કારીગરી તેની ઉડવાની છટા અને શું એનાં મધુર ભાષણો વગેરે જેટલા પલંગના ગુણ ગાઉ તેટલા થોડા છે આ પ્રમાણે પલંગના વખાણ કરી કુમાર નીદ્રાને આધીન થઇ ગયો.

---

# કુમારની મુસાફરી.

હવે બીજે દીવસે દેવદત કુમાર પોતાના પીતા પાસે આવી કહેવા લાગ્યો કે હે પીતાજી મારી તબીઅત દીવસે દીવસે બગડતી જાય છે માટે હાલ હું થોડા દીવસ મુસાફરી કરી મારી તબીયત સુધારી હું જલદી પાછો આવીશ આવું કુમારનું બોલવું સાંભળી મહારાજા કહે છે કે હે કુમાર તારૂં કહેવું બરાબર છે પણ દેશાટન કરવામાં ઘણી અડચણ આવે છે માટે તારી સાથે થોડું લશ્કર લેઇ અને જે કંઈ દ્રવ્ય જોઇએ તે લઈ તારી ઇચ્છા પુરણ કર આવું રાજાનું બોલવું સાંભળી કુમાર કહે છે કે હે પીતાજી હાલ લશ્કરની કંઇ જરૂર નથી પણ હું નજીકની મુસાફરી કરી જલદી પાછો આવું છું આ પ્રમાણે પોતાના પીતાની રજા લઇ કુમાર ત્યાંથી ચાલતો થયો અને ચાલતાં ચાલતાં કેટલેક દીવસે વીજયનગરની ધર્મશાળામાં આવી મુકામ કર્યો અને પોતે પાણી લેવા ગયો હવે એટલામાં ફરતો ફરતો એક સીપાઇ દેવદત કુમાર પાસે આવી કહેવા લાગ્યો કે હે મુસાફર આપ કોણ છો અને કયાંથી આવો છો આવું સીપાઇનું બોલવું સાંભળી કુમાર કહે છે કે હે ભાઇ હું દુઃખી મુસાફર છું અને આરામ લેવા માટે ગામે ગામ ફરતો ફરતો આ ધર્મશાળામાં આવી મેં મુકામ કર્યો છે પણ આપ કોણ છો અને કયાંથી અહીં આવો છો આવું સીપાઇનું બોલવું સાંભળી કુમાર કહે છે કે ભાઇ હું દુઃખી મુસાફર છું અને આરામ લેવા માટે ફરતો ફરતો આ ધર્મશાળામાં આવીને મુકામ કર્યો છે પણ આપ કોણ છો અને કયાંથી અહીં પધારવું થયું આવું કુમારનું બોલવું સાંભળી સીપાઇ કહે છે કે

હે મુસાફર હું આપની પાસે મારા દુખનો હેવાલ કહેવા આવ્યો છું તે આપ એક ચીતથી સાંભળી વીચાર કરજો ત્યારે કુમાર કહે છે કે હે ભાઇ સુખેથી તમારો હેવાલ કહી બતાવો આ પ્રમાણે કુમારનું બોલવું સાંભળી તુરત સીપાઇ પોતાનો હેવાલ કહી બતાવે છે કે હે ભાઇ હું કનોજ દેશના રાજાનો સીપાઈ છું અને અમારા રાજાને એક દીકરો છે પણ તે એક આંખે કાણો છે અને તેનું લગન આજે અહીંઆના રાજાની કુંવરી સાથે થવાનું છે પણ કુંવરી ઘણી ચાલાક–હુંશીઆર છે અને અમારા રાજાનો કુંમાર ગાંડા ઘેલા જેવો છે માટે અમારા રાજાની ઇજત રાખવા માટે હું આ ગામમાં ફર્યો પણ આપના જેવો પુરૂષ કોઇ દીઠામાં આવ્યો નહિ અને હું ફરતો ફરતો આ ધર્મશાળામાં આવી પહોંચ્યો અને તમને ભેગો થયો માટે હે ભાઇ આપ આજની રાત્રી ભાડા તરીકે કુંવરીને પરણી અમારા રાજાને સંતોષ આપશો આ મારી સાચી હકીકત અને દુઃખનું કારણ છે આ પ્રમાણે સીપાઇનું બોલવું સાંભળી કુમાર કહે છે કે હે ભાઇ એમાં તમારે દીલગીર થવા જેવું નથી અને હું તમારા રાજા પાસે આવી તેમનું દુઃખ હું જરૂર દુર કરીશ માટે હવે તમારે એ વાતની ચીંતા કરવાનું કંઇ કારણ નથી ચાલો આપણે બન્ને મહારાજાને ભેગા થઇએ એમ વાતો કરતા બન્ને જણા મહારાજા પાસે આવી પહોંચ્યા એટલે મહારાજાએ કુમારને તમામ વાતથી જાહેર કરી તુરત લગ્નનો પોશાક પહેરાવી જાનીવાસે આવી પહોંચ્યા કે તુરત અહીંના રાજાએ પોતાની કન્યા બડી ધામ ધુમથી પરણવા દીધી અને કુમાર કુંવરીને લઇ પોતાના ઉતારે આવ્યો હવે આંહી કુમાર અને કુંવરી વાતો કરતાં નીકાને

સ્વાધીન થઇ ગયાં અને જોત જોતામાં સવાર થયું એટલે કુમાર પોતાનો પોશાક ઉતારી અને કનોજના રાજાની રજા લઇ ત્યાંથી રવાને થઇ ગયો હવે આંહી આગળ કુંવરી પોતાના પતી પાસે આવી જુવે છે તો પોતાના સાથે જે રાત્રે પરણુવા આવેલો પુરૂષ હતો તે નહીં દેખાવાથી અને આ કાણો અને ઘેલો પુરૂષ જોવાથી એકદમ ચીંતાતુર થઇ ગઇ અને પોતાના બાપ પાસે આવી તમામ હકીકત જાહેર કરી કે તુરત મહારાજા કનોજના રાજા પાસે આવી કહેવા લાગ્યા કે હે કનોજ દેશના મહારાજા તમારો પુત્ર એકદમ કયાં નાસી ગયો ત્યારે કનોજનો રાજા કહે છે કે ભુપ મારો પુત્ર આપની સમક્ષ ઉભો છે ત્યારે રાજા કહે છે કે હે કનોજ દેશના મહારાજા તમારો પુત્ર એક આંખે કાંણો અને આવો ગાંડો કેમ જણાય છે ત્યારે કનોજ દેશનો રાજા કહે છે કે હે મહારાજા ગઇ રાત્રીએ અકસમાત આંખો આવવાથી મારા કુંવરની આ દશા થઇ છે આ પ્રમાણે કનોજના રાજાનું બોલવું સાંભળી એકદમ મહારાજા ક્રોધમાં આવી કહેવા લાગ્યા કે હે નીચ અધર્મી અને વીશ્વાસઘાત કરનાર પાપી કનોજના રાજા તેં આંહી આવી મારી સાથે નવું વેર ઉભું કર્યું છે અને મારી કુંવરીને કુવામાં નાંખવા તઇયાર થયો છે ધીક્કાર છે તને કે પોતાના સ્વાર્થ માટે પારકા માણુસોને હેરાન કરવા અને દુખી કરવા માટે આજે હું તને જેટલી શીક્ષા કરૂ તેટલી થોડી છે પણ લાચાર છું કે હજી રાજકુમારી મારી પાસે છે એમ ધારી હું તને આંહીથી જતો કરૂં છું અને તું એકદમ આંહીથી ચાલ્યો જા આવું રાજાનું બોલવું સાંભળી તુરત કનોજનો રાજા એકદમ ચુપચુપ રવાના થઇ ગયો હવે આંહી આગલ રાજકુમારી પોતાના પતીની સોધ કરાવવા સારૂ ચારે બાજુએ

માણસ મોકલી દીધા હવે વાંચનાર કુમારનું શું થયું તે ઉપર લક્ષ આપીએ.

# કુમારનું માલણને ઘેર જવું.

હવે કુમાર રાજકુંવરીથી છુટા પડી ફરતો ફરતો ધર્મપુરનગરમાં આવી પહોંચ્યો અને ત્યાં એક માલણને ઘેર આવી કહેવા લાગ્યો કે હે બાઇ હું પરદેશી દુઃખી માણસ છું અને અચાનક આ શહેરમાં આવી ગયો છું તો મને આપના ત્યાં બે ચાર દીવસ રહેવા માટે સગવડ કરી આપસો અને તેના બદલામાં હાલ થોડા પઇસા પણ લો આવું કુમારનું બોલવું સાંભળી માલણે પઇસાની લાલચે ઉતારો આપ્યો અને ખાવા પીવાની સગવડ કરી આપી આ પ્રમાણે રાજ-કુમાર દરરોજ આ શહેરમાં ફરે છે અને નગરચર્ચા જુએ છે એવામાં એક દીવસ માલણની છોકરી રાજકુમારને કહેવા લાગી કે હવે આપ આંહીથી કયા દેશ જવાના છો અને આપ કયાંના રહીશ છો આવુ છોડીનું બોલવું સાંભળી કુમાર કહે છે કે હે બેન હું આવતી કાલે કોઇપણ ગામમાં જતો રહીશ અને હું ઘણા દુર દેશથી આવું છું આવું કુમારનું બોલવું સાંભળી માલણની બેટી કહે છે કે હે ભાઇ મારે પણ આપની સાથે મારા મોસાલ જવું છે માટે આપણે બન્ને સાથે જઇશું આ પ્રમાણે વાતચીત થયા પછી બીજે દીવસે રાજકુમાર અને માલણની બેટી મુસાફરીએ જવા નીકલ્યાં અને બન્ને વાતો કરતાં કરતાં એક ભયંકર જંગલમાં આવી પહોંચ્યાં એટલે બંને જણાં એક ઝાડ નીચે આવી વીસામો લેવા બેઠાં અને રાજકુમાર પોતાની બેન માલણની બેટીને કહે છે કે હું

સામે નદી ઉપરથી પાણી લઇ આવું છું એમ કહી રાજકુમાર પાણી લેવા ગયો અને આંહી માલણની બેટીને કોઇ ઝેરી જાનવર કરડવાથી મરણ પામી કે તુરત રાજકુમાર પાણી લઇ પાછો આવ્યો અને પોતાની બેનને મરણ થયેલી જોઇ એકદમ રોવા લાગ્યો પણ આ જંગલમાં રોવાથી શું વળવાનું છે એમ ધારી પોતે લાકડાં વીણવા ગયો અને લાકડાં વીણી લાવી પોતે પણ તેની સાથે બળી મરવા તઇયાર થયો એવામાં અકસ્માત તે જંગલમાં ઇશ્વર પારવતી આવી પહોંચ્યાં અને પારવતી ઇશ્વરને કહેવા લાગ્યાં કે હે પ્રાણનાથ આ દુઃખી મુસાફરનું દુઃખ દુર કરો ત્યારે ઇશ્વર કહે છે કે હે પારવતી આ સંસારમાં કોઇ પ્રાણી સુખી નથી અને આવી બલાઓ જયાં ત્યાં જોવામા આવસે માટે એ હઠ તું મુકી દે ત્યારે પારવતીની ઘણી હઠ જોઇ ઇશ્વર કુમારને કહેવા લાગ્યા કે હે ભાઇ તું મરવું મુકી દે અને તારી બેનનું આયુપ પુરૂ થવાથી એ મરણને સરણ થઇ છે માટે હવે તેનો એક પણ ઉપાય જીવવાનો નથી આ પ્રમાણે ઇશ્વર કહી રહ્યા છતાં કુમાર પોતાની હઠ મુકતો નથી ત્યારે ઇશ્વર કહે છે કે હે કુમાર તારા આવરદામાંથી એને દસ વરસનું આયુષ આપે તો એ તારી બેન જીવતી થાય ત્યારે તુરત કુમાર ઇશ્વરના કહેવા પ્રમાણે પોતાના આવરદામાંથી એક પાણીનો લોટો લઇ અને મારા આવરદામાંથી દસ વરસનો આવરદા હું એને આપું છું એમ કહી પાણી છાંટયું કે તુરત પોતાની બેન ઉભી થઇ અને આંહી ઇશ્વર પારવતી અલોપ થઇ ગયાં આ પ્રમાણે પોતાની બેન સજીવન થએલી જોઇ એ વાતને છાની રાખી ત્યાંથી આગળ ચાલ્યાં એટલે ચાલતાં ચાલતાં દસેક ગાઉ નીકળી ગયાં કે કુમારને તરસ લાગી એટલે પોતાની બેનને એક ઝાડ પાસે બેસાડી પોતે કુવા ઉપર

પાણી લેવા ગયો હવે આંહી આગળ એક ગવાઇયો પોતે મધુર ગાયન ગાતો હતો એટલામાં એની દષ્ટિ આ માલણની બેટી ઉપર પડી કે તુરત તેની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે હે બાળા તું કોણ છે આવુ ગવઇયાનું બોલવું સાંભળી માલણની બેટી કહે છે કે હે મુસાફર હું દુખી બાળા છું અને વીદેશ જાઉં છું આ પ્રમાણે બંને વાત કરતાં પ્રીતી થઈ એટલે માલણની બેટી ગવઇયાને કહે છે કે મારી સાથે આ રાજકુમાર છે તેનું શું કરવું ત્યારે ગવઇયો કહેવા લાગ્યો કે એને તું પાણી પીવાનું બાનું કાઢી કુવામાં નાખી દે આ પ્રમાણે સમજાવી ગવઇયો ત્યાંથી દુર જતો રહયો કે રાજકુમાર પાણી પી આવી ગયો ત્યારે માલણની બેટી કહે છે કે હે ભાઈ મારે પણ પાણી પીવું છે માટે ચાલો ત્યારે રાજકુમાર પોતે માલણની બેટીને લેઇ કુવા પાસે આવી ગયો અને પાણી કાઢવા લાગ્યો કે તુરત માલણની બેટીએ ધકકો મારી કુવામાં નાંખી દીધો અને માલણની બેટી ગવઇયા પાસે આવી પહોંચી અને તેની સાથે રહેવા લાગી અને ગાયન કરવામાં ઘણી ચાલાક થઇ હવે રાજકુમાર કુવામાં પડયો પણ એને અચાનક અંદર એક ગોખલો હતો તે ઉપર ઉભો રહ્યો એટલામાં એક વણઝારાની પોઠ તે કુવા આગળ આવી પહોંચી અને વણઝારો તે કુવામાંથી પાણી કાઢવા લાગ્યો એટલે તુરત કુમારે દોર ઝીલી એકદમ બહાર આવી વણઝારાને પ્રણામ કરી પોતાના દુઃખની વાત કહી એટલે વણઝારાએ તેને પોતાની પાસે રાખ્યો અને ત્યાંથી વણઝારો અને કુમાર એક ગામમાં આવી ગયાં એટલે વણઝારો કુમારને કહે છે કે હે બાઇ હું મારો માલ વેચી આવું ત્યાં સુધી તમો આહી બેસો ત્યારે કુમાર કહે છે

કે હે ભાઇ હું હવે બીજે ગામ જઇશ એમ કહી વણુઝારો અને કુમાર પોત પોતાના રસ્તે પડ્યા હવે રાજકુમાર ફરતો ફરતો જે રાજકુંવરીને પરણ્યો હતો તેજ ગામની ધર્મશાળામાં આવી મુકામ કર્યો અને બીજે દીવસે પેલો ગવાઇઓ માલણુની છોડીને લઇ રાજા પાસે પઇસા લેવાની આશાએ નાચ કરવા સારૂ દરબારમાં આવી પહોંચ્યો એટલે ગવાઇઆનો નાચ જોવા માટે આખુ નગરનું લોક ભેગુ થયું તેમાં રાજકુમાર પણુ જોવા માટે ગયો હવે આંહી આગળ માલણુની બેટીએ એવો નાચસરૂ કર્યો કે એના ઉપર રાજા બહુ ખુશી થઇ ગયો અને કહેવા લાગ્યો કે હે ગાનાર તારી મરજીમાં આવે તે મારી પાસેથી તું આજ માગી લે આવું રાજા માલણુની બેટીને કહે છે એટલામાં માલણુની બેટીની નજર પેલા રાજકુમાર ઉપર પડી અને વીચાર કરવા લાગી કે રાજકુમાર અહીં કયાંથી ? જો કદાચ રાજકુમાર મારો હેવાલ રાજાને કહેશે તો હું ફજેત થઇશ માટે એને કેદ કરે એવું વચન હું રાજા પાસે હું માગી લઉં આવો વીચાર કરી માલણુની બેટી કહે છે કે હે ભુપાળ મારે બીજું કાંઇ જોઇતું નથી પણુ આ સામે પેલો માણુસ ઉભો રહ્યો છે તેને કેદ કરો આવુ માલણુની બેટીનું બોલવું સાંભળી તરત રાજાએ કુમારને પોતાની પાસે બોલાવી કહે છે કે હે મુસાફર તમને કેદ કરવામાં આવે છે ત્યારે કુમાર કહે છે કે હે ભુપાલ મારો એવો કયો અપરાધ આપના જોવામાં આવ્યો કે મને કેદની સીક્ષા થઇ તે કૃપા કરી જણાવશો ત્યારે રાજા કહે છે કે હે મુસાફર તેં આ ગાનારી સ્રી ઉપર જુલમ ગુજારવાનો અને તેને હેરાન કરવાનો વીચાર કરી તું આંહી

આવ્યો છે માટે તને કેદની સજા કરવામાં આવે છે આ પ્રમાણે રાજાએ કુમારને કહ્યુ કે હે ભુપાળ આપે જે વાત કહી તે તદ્દન ખોટી છે છતાં મારી એક વસ્તુ તેની પાસેથી અપાવા આપ મને કેદ કરો આવુ કુમારનુ બોલવુ સાંભળી રાજા કહે છે કે હે ગાનારી આ મુસાફરની જે વસ્તુ તેં લીધી હોય તે વસ્તુ તેની પાછી આપી દે ત્યારે ગાનાંરી કહે છે કે હે ભુપાળ મેં એની કંઇ પણ ચીજ લીધી નથી પણ એ તો મારા ગલે પડે છે ત્યારે રાજા મુસાફરને કહે છે કે હે મુસાફર આતો કાંઈ જાણતી નથી એટલે કુમાર પોતાના હાથમાં એક પાણીનો લોટો લઇ રાજાને કહે છે કે હે ભુપાલ આ પાણીનો લોટો આ ગાનારીના હાથમાં આપી એ એમ કહે કે મેં જે ચીજ આની લીધી હોય તે ચીજ હું એની પાછી આપી દઉં છું એમ કહી મારા હાથમાં પાણી આલવાથી મારી આપેલી ચીજ મને પાછી મળી જશે. આ પ્રમાણે કુમારના કહેવા પ્રમાણે રાજાએ પાણીનો લોટો ગાનારીના હાથમાં આપ્યો કે તુરત ગારીનાએ પોતાના મોઢેથી કહયું કે મેં જે ચીજ આ મુસાફરની લીધી હોય તે આજે હું એને પાછી આપી દઉં છું એમ કહી હાથમાં પાણી મુકયું તે તુરત માલણની બેટી મરી ગઇ • આ ચમત્કાર જોઇ નગરના લોકો અને રાજા કુમારને પુછવા લાગ્યા કે આનુ કારણુ શું એટલે કુમારે જે ખરી હકીકત હતી તે જણાવી દીધી આપ્રમાણે ન્યાય ચુકવી રાજા સીંહાસન ઉપર બેસી ગયો એટલામાં રાજકુમારની સખીયો પોતાના ઘેર જતી હતી એવામાં અકસ્માત તેની દષ્ટી આ કુમાર

ઉપર પડવાથી એકદમ રાજા પાસે આવી કહેવા લાગી કે હે નાથ આંહી જે કુમાર ઉભો હતો તે આપની રાજકુમારીનો પતી છે આવું પોતાની સખીઓનું બોલવું સાંભળી રાજાએ કુમારને બોલાવી પોતાની પાસે બેસાડયો અને કુમારને કહેવા લાગ્યો કે આપ કયાંના રહીશ છો અને કયાંથી આવો છો વળી આ નગરમાં કોઇ દીન આવેલા કે આજેજ આવો છો આ પ્રમાણે રાજાનાં વચન સાંભળી કુમાર પોતાનો હેવાલ કહે છે કે હે ભુપ સાંભળો હું ચંપાપુરના મહારાજા કનકસીંહનો પુત્ર છું અને સહેજ મુસાફરી કરવા સારૂ નીકળ્યો છું હમણાં બે માસ પહેલાં કનોજના રાજા જોડે હું આંહી એક કન્યાને પરણવા સારૂ ભાડે આવ્યો હતો માટે હે ભુપાળ આ મારી ખરી હકીકત છે આ પ્રમાણે કુમારનું બોલવું સાંભળી તુરત રાજકન્યાએ પોતાના પતીને ઓળખી તેમના પગમાં પડી રાજમહેલમાં લઈ ગઇ અને રાજા કુમારને જોઇ આનંદ કરવા લાગી આ પ્રમાણે કુમારને આંહી બે ચાર દીવસ થઈ ગયા એટલે રાજકુમારીને કહે છે કે હવે આપણે આપણા દેશ જઇએ પોતાના પતીનું વચન સાંભળી રાજ-કન્યાએ પોતાના મા બાપને હકીકત કહી તુરત બન્નેને આવતી કાલે જવાની રજા આપી હવે કુમાર અને કુંવરી બન્ને જણાં દર મજલ કરતાં કેટલાક દીવસે પોતાના દેશ આવી ગયા અને પોતાના પીતાને પ્રણામ કરી કુમારે મુસાફરીની તમામ વાત જણાવી દીધી એટલે રાજા વીચારમાં પડયો કે હવે આ રાજગાદી કુમારને સોંપી દઉં આવો ઠરાવ કરી રાજાએ બીજે દીવસે દરબાર ભરી કુમારને રાજ્યાભીષેક કર્યો અને કુમાર સુખેથી રાજ ચલાવવા લાગ્યો.

ઇતિ શ્રી પલંગની વાર્તા સંપુર્ણ.

# રમુજી કૉમીક.

એક દીવસ દેવદત્ત કુમાર રાત્રીના વખતે નગરચર્ચા જોવા નીકળ્યો છે અને પોતે ફરતો ફરતો એક દેવીના મંદીર આગળ આવી પહોંચ્યો એટલામાં એક ચોર ચોરી કરવા જતો હતો તેને એકદમ બોલાવી કુમાર પુછવા લાગ્યો કે હે ભાઇ અત્યારે મધરાત્રીએ તું કયાં જાય છે.

આવું રાજાનું બોલવું સાંભળી ચોર કહે છે.

ચોર—હે ચંપાનગરીના મહારાજા દેવદત્ત હું આજે મધ્યરાત્રીએ ચોરી કરવા જાઉં છું અને વખત થવા આવ્યો છે.

રાજા—તું કયાં રહે છે અને તારૂં નામ શું.

ચોર—હે ભુપ હું આ દેવીના મંદીર પાછળ રહું છું અને મારૂં નામ સાચો ચોર છે.

રાજા–તું કેટલા વરસથી આ ચોરીનો ધંધો કરે છે.

ચોર—હે મહારાજા આજકાલ કરતાં દસ વરસથી હું ચોરીનો ધંધો કરૂં છું.

રાજા—દીવસે તું સું કામ કરે છે.

ચોર—રાત્રીએ જે ચોરીનો માલ મારી પાસે આવ્યો હોય તેનો હીસાબ કરૂં છું.

રાજા—તારી મદદમાં કેટલા માણસ છે.

ચોર—હે સાહેબ હાલ તો હું એકલોજ છું.

રાજા—ત્યારે અત્યારે તું ચોરી કરવા જાય છે એ વાત સાચી

ચોર—હે મહારાજા એમાં આપને લગારે શક રાખવા જેવુ નથી અને હું આપને સાચુ કહું છું

રાજા—હે ચોર ખાત્રી શી.

ચોર—હે મહારાજા આપ એક કલાક આ મંદીર પાસે બેસો અને હું એકદમ ચોરી કરી લાવી અને તે ચોરીનો માલ આપને બતાવું છું.

આ પ્રમાણે ચોરનું ભાષણ સાંભળી રાજા વીચાર કરે છે કે આ માણસ ગાંડો છે અને મારી આગળ જેમ તેમ બકે છે માટે એને રજા આપવી એમાંજ મઝા છે આવું કહી ચોરને રાજાએ રજા આપી કે ચોર ત્યાંથી છુટો થઇ એકદમ રાજ મહેલમાં આવી એક રતનો દાબડો લઇ તુરત પાછો આયો અને વળી પાછો રાજાની નજરે પડયો એટલે રાજાંએ પાછો તેને બોલાવી પુછયું કે અરે તુ કોણ છે.

રાજા—હે ભાઇ તું કોણ છે.

ચોર—હે સાહેબ હું ચોર છું.

રાજા—હે ચોર તું કયાં જઇ આવ્યો.

ચોર—હું ચોરી કરી આવ્યો.

રાજા—કયે ઠેકાણેથી ચોરી કરી આવ્યો.

ચોર—હે સાહેબ આજે હું રાજમહેલમાંથી ચોરી કરી આવ્યો

રાજા—હે ચોર ત્યાંથી શું વસ્તુ લાવ્યો.

ચોર—હે ભુપ આજે તો ફકત રાજ મહેલમાંથી એક રતનનો દાભડો ચોરી લાવ્યો છું બીજુ કાંઇ મળ્યું નથી. આ પ્રમાણે ચોરનું ભાષણ સાંભળી રાજાએ વીચાર કર્યો કે આતો

પેલો ગાંડો પ્રથમ મળ્યો હતો તેજ આ માણુસછે અને એ માણુસ આમ તેમ ફરી પાછો આવ્યો છે માટે એને કાઢી મુકવો જોઇએ આવો વીચાર કરી રાજાએ ચોરને ગાંડો સમજી રજા આપી એટલે ચોર પોતાને ઘેર જઇ સુઇ ગયો હવે રાજા નગરચર્યા જોઇ તુરત પોતાના મહેલમાં જઇ સુઇ ગયો અને સવારમા પોતાના કામકાજથી પરવારી સભામાં આવી બીરાજમાન થયો એટલામાં એક છડીદારે આવી અરજ કરી કે હે સાહેબ ગઇ કાલ રાત્રીએ આપના રાજમહેલમાંથી ચોરી થઇ છે અને રાણી સાહેબ ચીંતા કરે છે આવું છડીદારનું બોલવું સાંભળી રાજાએ દીવાનને હુકમ કર્યો કે તમે રાજમહેલ જઇ તપાસ કરો કે કઇ કઇ વસ્તુઓની ચોરી થઇ છે એમ કહી રાજાએ દીવાનને રાજમહેલમાં તપાસ કરવા મોકલ્યો અને દીવાન સાહેબ રાણી પાંસે જઇ પુછવા લાગ્યા કે હે રાજમાતા આપના મહેલમાંથી કઇ કઇ વસ્તુની ચોરી થઇ છે એટલે રાણીએ દીવાનને કહ્યુ કે ચોરીમાં રતનનો એક દાબડો ગયો છે બીજું કાંઇ ગયું નથી આ પ્રમાણે રાણી તરફથી સમાચાર લઇ દીવાન સાહેબ રાજા પાસે આવી પહોગ્યા અને કહેવા લાગ્યા કે સાહેબ રાજમહેલમાંથી એક રતનની ડાબડી સીવાય બીજી કોઇ વસ્તુની ચોરી થઇ નથી આ પ્રમાણે દીવાનનું વચન સાંભળી તુરત મહારાજાએ એક છડીદારને બોલાવી પેલા સાચા ચોરને બોલાવી લાવવાની રજા આપી અને કહ્યું કે તેનું ઠેકાણું દેવી મંદીર પાછળ છે આવો રાજાનો હુકમ છતાં છડીદાર દેવીનના મંદીર પાસે જઇ સાચા ચોરનુ ઘર પુછ્યું એટલામાં સાચો

ચોર સીપાઇના સામો આવી કહે છે કે હે ભાઇ સાચો ચોર તો હું તમારી પાસે ઉભો છું માટે કહો આપને મારૂં શું કામ છે આવું ચોરનું બોલવું સાંભળી સીપાઈ કહે છે કે હે સાચા ચોર તમને મહારાજા બોલાવે છે માટે તમે મારી સાથે ચાલો આવું સીપાઇનું બોલવું સાંભળી સાચો ચોર તુરત તઇયાર થયો અને સીપાઇની જોડે દરબારમાં આવી મહારાજાને સલામ કરી ઉભો રહયો એટલે મહારાજાએ કહયું કે હે સાચા ચોર ગઇ કાલે રાત્રીએ તેં શુ કામ કર્યું હતું ત્યારે સાચો ચોર કહે છે કે હે મહારાજા મેં ગઇ કાલ રાત્રીએ એઇ રતનના દાબડાની ચોરી કરીહતી આવું ચોરનું બોલવું સાંળળી રાજા કહે છે કે હે ચોર જા એ રતનનો દાબડો લાવી અહીં રજુ કર રાજાનો હુકમ સાંભળી તુરત ચોર પોતાના ઘેર જઇ રતનનો દાબડો લાવી મહારાજા આગળ રજુ કર્યો આ પ્રમાણે સાચા ચોરની હીંમત પરાક્રમ સત્ય અને સાહસ જોઇ રાજા સભાના દેખતા કહેવા લાગ્યો કે હે સાચા ચોર આજે તારા ઉપર હું પ્રસન છું માટે તારી ઇચ્છામાં આવે તે વસ્તુ મારી પાસેથી તુ માગી લે એવું મારૂ વચન છે આ પ્રમાણે રાજાનું બોલવું સાંભળી સાચો ચોર કહે છે હે ભૂપાલ આપની કૃપા દ્રષ્ટી નીરંતર મારા ઉપર કાયમ રહે એજ મારી માગણી છે બીજું મારે કંઇ જોઇતું નથી આવું ચોરનું બોલવું સાંભળી રાજાએ ચોરને કહયું કે હે સાચા ચોર આજથી હું તને મારા લશ્કરનો સેનાપતી નીમું છું આ પ્રમાણે સાચો ચોર લશ્કરનો સેનાપતિ થયો અને લશ્કરની દેખરેખ રાખવા લાગ્યો અને ચોરની કીરતી બધે પ્રસરી ગઇ

## સમાપ્ત.

ગુજરાતી ભાષામાં ' સ્પિરિચ્યુએલિઝમ ' વિષેનો અપુર્વ ગ્રંથ

# સચિત્ર પ્રેતાત્મવિદ્યા

અથવા

# ભુત–પિશાચનું આવાહન

( ૩૭૭ પૃષ્ટ ૩૦ પ્રકરણ ૩૪૮ બાબતો ૨૫ ચિત્રો સોનેરી પાકું પૂંઠું ઉંચા કાગળ )

(લેખક તથા પ્રકાશક–ચુનીલાલ વર્ધમાન શાહ સારંગપુર અમદાવાદ)

ભુત–પ્રેત–પિશાચ છે કે નહિ હોય તો તે ખરાં છે કે નહિ ખરાં હો તો તેમને બોલાવી શકાય કે નહિ બોલાવી શકાય તો તેઓ સાક્ષાત દર્શન આપે કે નહિ દર્શન આપે તો તેઓ આપણી સાથે વાત કરેકે નહિ વાત કરે તો કાંઇ હિતનો માર્ગ સુચવે કે ભય પમાડે ? ભુત વળગે છે એ શું ખરૂં હશે ? વળગાડ દુર કરવાના કાંઇ ઉપાયો હશે ? ભુતો વાસનાબદ્ધ હોઇને સારા માઠાં કાર્યો તથા ચમત્કારો કરે છે ખરાં ! આ બધા પ્રશ્નોના જવાબો ટુંકમાં જુદા જુદા પ્રકારના મનુષ્યના મૃત્યુંથી માંડીને તેનો પુનર્જન્મ થતાં સુધીની તેની વિવિધ પરિસ્થિતિ તેમના પ્રેતાત્માનું આવાહન કરવાની જુદી જુદી રીતો આવાહનની શકિત કેળવવાની રીતો ભુતોને વાસના માંથી મુકત કરવાની તેમજ તેમના વળગાડને દુર કરવાની રીતો ભુતોના પરલોકના અનુભવની કથનીઓ ભુતોના સાચા ફોટોગ્રાફ એ બધું આ પુસ્તકમાંથી મળશે. પુસ્તકની પ્રસ્તાવના શેઠ પેસ્તનજી ધનજીભાઈ મહાલક્ષ્મીવાળા જે. પી. એ લખી છે. તેઓ યુરોપ–અમેરીકામાં જઇ આ વિદ્યાનો જાતિ અનુભવ લઇ આવ્યા છે. આ

પુસ્તકને માટે તેઓ લખે છે કે–" ખચીતજ આ પુસ્તક વાંચવાથી લોકોમાં સ્પિરિચ્યુંએલિઝમ વિષે ભુલભરેલો ખ્યાલ ફેલાયેલો છે તે દુર કરીને તેને ખરા આકારમાં રજુ કરવામાં આવ્યો છે અને તેમાં કર્તાનો આ વિષયનો ઉંડો અભ્યાસ પ્રગટી રહે છે. વળી સ્પિરિચ્યું-એલિઝમને નામે થતી જે બનાવટોથી એ સાચી વિદ્યા કેટલેક અંશે હીણાય છે તે બનાવટોથી પણ તેમણે લોકોને સારી પેઠે ચેતવ્યા છે. એટલે આ પુસ્તક વાંચવાને અને તે માર્ફતે સ્પિરિચ્યુએલિઝમનું સત્ય સમજવાને હું વગર આંચકીએ ભલામણ કરી શકું છું કારણકે તેમાંથી આપણને ઘણું જાણવાનું અને સીખવાનું મળી આવે છે. "

આ ગ્રંથ શાસ્ત્રીયતા અને વહેવારૂપણું એઉ જાળવીને તઇયાર કરેલો છે તે માત્ર પ્રકરણોનાં મથાળા વાંચવાથી સમજાશે. ( ૧ ) પ્રેતાત્મવિદ્યાનું અસ્તિત્વ (૨) ભુત–પ્રેત છે કે નહિ ? (૩) મૃત્યુનો ચમત્કાર (૪) ભુત–પ્રેત પિશાચની દેહરચના. (૫) જીવન મનુષ્યોના સુક્ષ્મ દેહનો અનુભવ (૬) ભુત–પ્રેતની દુનિયાં (૭) ભુત–પ્રેતના શાસ્ત્રીય અને (૮) અનુભવસિદ્ધ પ્રકારો (૯) ભુતનો ભય અને ભ્રમ. (૧૦) ગેબી મદદગારો. (૧૧) સામાન્ય વાસનાવાળા ભુલોકબદ્ધ પ્રેતો (૧૨) મલિન ભુત–પ્રેતના દુષ્ટ કાર્યો (૧૩) ભુત–પ્રેતના સાધારણ ચમત્કારો (૧૪) ભુત–પ્રેતનો પરિચય કરવાના વિવિધ પ્રકારો (૧૫) કાજળી હઝરત અને ત્રિકાળદર્શી આયનો (૧૬) મણિનિધ્યાન અથવા ક્રિસ્ટલ ગેઝીંગ (૧૭) પ્રેતાવાહન કરવા માટેનું મંડળ કેવી રીતે રચવું ? (૧૮) પ્લેચેંટમાં પ્રેતાવાહન [૧૯] પિશાચ લેખન અથવાં ઓટો મેટિક રાઇટીંગ (૨૦) પ્રેતોચ્ચાર શ્રવણના પ્રયોગો [૨૧] ભુતોના ફોટોગ્રાફના નમુના અને તે પાડવાની રીતો. ૨૨ દેહ

સંચાર ભુત કેવી રીતે કરે છે તે વિશે (૨૩) કેટલાક પશાચિક ચમતકારોની ઉતપતિ [૨૪) બનાવટી પશાચિક ચમત્કારોં અથવા રંગભુમીપર પિશાચોનો જાદુ [૨૫] પ્રેતાત્માનો આ દુનિયાં સાથેનો સંદેશા વહેવાર [ ૨૬ ] ભુતના વળગાડનો વહેમ ( ૨૭ ) ભુતનો સાચો વળગાડ અને તેના ઉપાયો [૨૮] ભુત પ્રેતને વશ કરવા વિશે [૨૯] દિવ્યદષ્ટિ અથવા ત્રિકાળદષ્ટિ ( ૩૦ ] નવો અવતાર અથવા પુનર્જન્મ મુલ્ય રૂ ૪ પોસ્ટેજ રૂ ૦ll

# ઘર વકીલ.

## આમાં દિવાની, ફોજદારી તથા રેવન્યુ કાયદાઓના સંગ્રહ છે.

કાયદાના હિમાયતીયો, ઇંગ્રેજી નહી ભણેલા, તેમજ કોર્ટ સંબંધીનું કામકાજ કરનારાઓ સારૂ આ પુસ્તક એક ઉત્તમ બક્ષીસ છે. જુજ બાબતો સારૂ વકીલ અગર બેરીસ્ટરોની ફી ભરવા કરતાં આ પુસ્તક પાશે રાખવું એ ઘણુંજ લાભદાયક છે. આમાં ઇન્ડીયન પીનલકોડ, ક્રીમીનલ પ્રોસીજરકોડ, ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટની વિશેષ સત્તા, રાજદ્વારી કેદીને દેશપાર કરવાનો, કારીગર અને મજુર, બજારો તથા માળા. ભાડાનાં વાહન, વીલજ પોલીસ, છાપખાનાં, કારખાનાં તથા વર્તમાનપત્રો, ઢોરના અતિક્રમણ ભટકતા યુરોપીયનો, નાટકના ખેલ, શીતળા, અફીણ, આબકારી, જમીનમાં દાટેલા ધન, હથીઆર, ટ્રામવે, પોસ્ટ, મીઠા, ડીસ્ટ્રીકટ પોલીસ. રેલવે, જનાવર ઉપર થતું ઘાતકીપણું અટકાવવા, સ્ટીમબોઇલર, એકસ્ટ્રાડીશન, ઝેરી જણસો મોટર–

વાહન, બાર થનારા પદાર્થો, વર્તમાનપત્રો, ફટકા, પ્રેસ, વીજળી, ગુન્હા કરનારી જાતો, રાજદ્રોહી સભા, કારખાના, ગાંડા માણસો, જીંદગીના વીમા, ઘોડદોડની સરતો વૈદ્યકીય નોંધ રાખવા, પોલીસ ઓફીસરોના અખત્યાર, હરકોઇ શખ્સના અખત્યાર, પીનલકોડ મુજબના ગુન્હાનું પત્રક, હિંદુ ધર્મશાસ્ત્ર, દત્તક, બક્ષીસ, વીવાહ, વીલ વારસો, છુટાછેડા, ખોરાકી પોશાકી વિગેરે સર્વ બાબતો તથા પારસી લોકોનાં લગ્ન તલાક વગેરે વગેરે બાબતો, વારસનામું, તથા તે સંબંધીની જુદી જુદી બાબતો, મુસલમાની કાયદો, સાદી, તલ્લાક, સગીર; બક્ષીસ, વકફ, ખોરાકી પોસાકી વગેરે વગેરે બાબતો, અપકૃત્ય તથા એ સંબંધીના અધિકાર, ન્યાત સંબંધી, હિન્દુ વિધવા પુનર લગ્ન. દીવાની કોર્ટના દરજ્જા, કોર્ટ ફી તથા તે સંબંધીની જુદીજુદી બાબતો, હિન્દુ લોકોનાં વસીયતનામાં, પુરાવા તથા તે સંબંધીની જુદી જુદી બાબતો, કરાર તથા તે સંબંધીની જુદી જુદી બાબતો, તેમ વિશેષ ન્યાય, કરજદાર ખેડુતોને મદદ કરવા તથા તે સંબંધની જુદી જુદી બાબતો, પ્રોબેટ, ટ્રસ્ટ અને તે સંબંધની જુદી જુદી બાબતો, મીલકત તબદીલ કરી આપવા તથા તે સંબંધની જુદી જુદી બાબતો, સુખાધીકાર તે સંબંધની જુદી જુદી બાબતો, કંપની તથા તે સંબંધીની જુદી જુદી બાબતો, સ્મોલકોઝ, કોર્ટની મયત માણસનું લેણું વસુલ કરવા સરટીફિકેટ, સગીરની જાત તથા મીલકતના વાલી નીમવા, વેહચાણુ, નાદાર ઠરાવવા તથા તે સંબંધીની જુદી જુદી બાબતો. દીવાની કોર્ટમાં કામ ચલાવવા તથા તે સંબંધની જુદી જુદી બાબતો, મુદત તથા તે સંબંધીની જુદી જુદી બાબતો, દસ્તાવેજો તથા તે સંબંધની જુદી જુદી બાબતો. ગાંડા માણસની મીલકત ઉપર દેખરેખ રાખવા બાબત; જમીન મહેસુલ તથા તે સંબંધી જુદી જુદી

નોકર રાખવા, અકસ્માત માટે દીલગીરી, પારસલ મંગવવા બાબત. રજા માટે ચીઠ્ઠી, રજા રદ કરવા બાબત. રેલવેનો ડબ્બો રીઝવર્ડ કરાવવા બાબત, ભૂલી ગયેલી વસ્તુ મંગાવવા બાબત. સ્નેહીની માંદગી માટે દીલસોજી, તેનું ઉત્તર. સ્ટીમર સંબંધી પુછપરછ. તેનો જવાબ, પુત્રનો પિતા પ્રત્યેનો કાગળ, બહેનનું ભાઇ પરનું પત્ર, હીસાબી કારકુનની જગ્યા માટે અરજી; રજા માટે અરજી, રાજીનામાં આટે અરજી, મ્યુની૦ સેક્રેટરીને અરજી, રેલવે સત્તાધિકારીને અરજી. મુખત્યારની સણંદ માટે અરજી. સર્ટીફીકેટો, વૈદ્યકીય સર્ટીફીકેટ, પુસ્તક રજીસ્ટર કરવા બાબત, પગાર વધારવાની, બદલી કરવા માટે અરજી, ફરીયાદ દેવરાવવા બાબત પોલીસમાં અરજ, જુના નોકર માટે ભલામણ પત્ર, ઉઘરાણી, તેના જવાબ, પહોંચેલા માલની કીમત મોકલવા બાબત. નવી દૂકાન ખોલ્યા વિષે, આડત બાધવા સંબંધી એક દુકાનદારનો બીજી પેઢી સાથે સંબંધ શરૂ કરવા, તેનો જવાબ, મકાનભાડું જણાવવા બાબત, મકાનમાં સમાર કામ કરી આપવાની શરત હુંડી મોકલવા બાબત, હુંડીનાં નાણાં મળ્યા બાબત, ઘરનો વીમો ઉતરાવવા બાબત, મકાનભાડું વધારવા બાબત, કોઇ પેઢીમાં રૂપીયા જમે કરાવવા બાબત, મકાન ખાલી કરવાની નોટીસ મકાનનું ભાડું વધારવાની તથા ઘટાડવા બાબત, મંદવાડ મરણ તે સંબંધી દીલસાજી પત્રો, અનેક કારણ માટે માફી માગવા તથા આપવાના જુદી જુદી જાતના પત્રો, ભાડા ચીઠી અને દસ્તાવેજ વિષે ઘણી જાતના નમુના વિગેરે અસંખ્ય બાબતોના નમુના તૈયાર આપેલા હોવાથી તેમજ તે સાથેજ તેનું ગુજરાતી આપેલું હોવાથી ખાસ ઉપયોગી છે. એક વખત આ પુસ્તક તમે તમારા ટેબલ ઉપર રાખશો તો ખસેડવાનું મન થશે નહી. આજેજ મંગાવો કિં. ૧॥ પોસ્ટેજ ૦ા જુદા.

